# સમશ્યા સંગ્રહ.

આવૃત્તિ પેહેલી.

સંગ્રહ કરી પ્રગટ કરનાર.
ડી૦ એમ૦ ભટ્ટ.
સામેરા તાબે મહીકાંઠા.

शार्दुलविक्रिडित वृतम.

उद्योगे वधती सदा जर तणी, संपत्तियो रे नकी;
विद्याओ पण वाधती अति घणी, उद्योग करवा थकी;
उद्योगे पृथिवी विशे नर सहु, ताबे किया छे खरे;
ते माटे समजी चहो ! नर तमे, उद्योग मार्गे अरे. १

દોહરો.

ઉદ્યોગ શબ્દ જ્યાં છે નહીં, ઈશ્વર ત્યાં નહીં હોય;
ઈશ્વર નક્કી હોય છે, જ્યાં ઉદ્યોગજ હોય. ૨

अमदावादमां.
"गुजरात गेझेट" प्रेसमां मुद्रांकित कर्युं.
સને ૧૮૮૮ સંવત ૧૯૪૪
કીંમત ચાર આના.

३५९५

# સમસ્યા સંગ્રહ.

આવૃત્તિ પેહેલી.


સંગ્રહ કરી પ્રગટ કરનાર.

ડી० એમ० ભટ્ટ.

સામેશ તાબે મહીકાંઠા.


शार्दुलविक्रिडित वृतम्.

उद्योगे वधती सदा जर तणी, संपत्तियो रे नकी;
विद्याओ पण वाधती अति घणी, उद्योग करवा थकी;
उद्योगे पृथिवी विशे नर सहु, ताबे किधा छे खरे;
ते माटे समजी चढो ? नर तमे, उद्योग मार्गे अरे. १

દોહરો.

ઉદ્યોગ શબ્દ જ્યાં છે નહીં, ઈશ્વર ત્યાં નહીં હોય;
ઈશ્વર નક્કી હોય છે, જ્યાં ઉદ્યોગજ હોય. २


अमदावादमां.

"गुजरात गेझेट" प्रेसमां मुद्रांकित कर्युं.

सने १८८८ संवंत १९४४

કીંમત ચાર આના.

# વિજ્ઞાપ્તી પત્ર.

નંબર.

મેહેરબાન ની

પવિત્ર સેવામાં.

મુકામ.

માનવંતા સાહેબ.

૧ આપની પાસે આ "શમસ્યા સંગ્રહ" પુસ્તક પાઠવું છું તો તેને ઉત્તેજક કાર્ય જાણી અંતઃકરણી અત્યંત આદર અને ઉત્સાહથી આશ્રય આપવા ઉત્સુકત થશો એવો પૂર્ણ ભરોસો છે. આપનું નામ, કીર્ત્તિ અને પ્રતિષ્ટા સાંભળીનેજ આ પુસ્તક આપની હજુરમાં મોકલ્યું છે તો તે કૃપા કરી સ્વિકારતાં તેની ન્યોચ્છાવર ૦-૪-૦ તથા પોસ્ટેજના રૂ ૦-૦-૬ મળી રૂ ૦-૪-૬ મોકલવા તસ્દી લેશોજી. કદાપી આવી નજીવી રકમનો વિચાર કરી આપની મરજી તે પુસ્તક રાખવાની નહિ હશે તો મેહેરબાની રાહે તેના ઉપર અડધા આનાની [illegible] માસની અંદર પરત કર[illegible] મને સુચના આપશો તો બીજી જોઇતી નકલો [illegible] મોકલી દેવામાં આવશે.

આ સમસ્યા સંગ્રહનું બીજું પુસ્તક થોડી મુદતમાં મારા તરફથી બહાર પડવાનું છે તેથી જો કોઈ ઉત્સાહી સદગૃહસ્થ પસંદ કરવા યોગ્ય નવીન ૫૦ સમસ્યાઓ દરેકના ઉત્તર સહીત મોકલી દેશે તેને આ પુસ્તક ભેટ દાખલ મોકલી આપવા સાથે ઉપકૃત થઇશ.

સામેરા તાબે મહીકાંઠા } આજ્ઞાધિન અનુચર

તા. ૧—૭—૧૮૮૮. } ડી० એમ० ભટ્ટ.



# સમશ્યા સંગ્રહ.

## દોહરો.

બંધ હરણ, સુખ કરણ, શ્રી દાદુ દીન દયાળ;
ભણે શુણે જે ગ્રંથ આ, તેની હર જંજાળ.

---

૧ (૧) वृक्ष स्याग्रे फलं दृष्टं फलाग्रे वृक्ष एवच ।
अकारादि सकारान्तं यो जानाति सपण्डितः ॥

ઝાડની ડાળઉપર ફળ દેખાય છે અને ફળની ઉપર ઝાડ દેખાય છે. એ નામમાં પેહેલો અકાર છે અને છેલ્લો સકાર છે. આ જાણે તે પંડિત.

૨ (૨) સો આંબા સો આંબલી, રાયણ બસેં બે ચાર;
ફુલઉપર જેને પાતરાં, કહો વીરા કરી વિચાર.

ઉત્તર:—અનાસ.

૨ વાંકો વળી વિલોકે વાલો, કરવા દુરે અનળ કસાલો;
આપે ફળ કરિને ભુજ લાંબો, શું સખિ સજનના સખિ

ઉત્તર:—આંબો.

૩ अस्थि नास्ति शिरो नास्ति बाहु रास्ति निरङ्गुलिः ।
नास्ति पाद द्वयं गाढ मङ्ग मालिङ्गति स्वयम ॥

હાડકાં નથી, માથું નથી, હાથ છે પણ આંગળિયો નથી, બે પગ નથી, આટલું છતાં તે ગાઢ આલિંગન કરે છે—બરાબર ભેટે છે—ત્યારે તે શું હશે?

ઉત્તર:—દોહરો.

નિર્જીવ શીરવિણુ શોભતું, ઉજવળ રંગ પ્રમાણ;
પુરૂષ અંગ આલીંગતું, "અંગરખું" ઉર આણુ.

---

છપ્પો.

એક પુરૂષ ગુણવાન, બાર સૂત તેને મ્હોટા;
પાટવિ એક પ્રસિદ્ધ, છેક બીજા છે છોટા;
પાટવિનો પરિવાર, માન મેદનીમાં પામ્યો;
હુન્નર શીખી હરેક, કીધાં કિરતીનાં કામો;
સૌ અદેખાઇ એની કરે, બીજા બધા ભાઇઓ મળી;
સમસ્યા શાણાને સેહેજ છે, કદિ મૂર્ખ ન લહે કળી;

ઉત્તર:—એશિઆખંડ.

---

૫ એક માણસને ત્રણ દીકરા હતા. એક દસ વરસનો , બીજો ત્રીસ વરસનો અને ત્રિજો પચાસ વરસનો. તેઓને દાડમ આપી બજારમાં વેચવા મોકલ્યા. ૧૦ વરસના છોકરાને ૧૦ દાડમ, ૩૦ વર્ષનાને ૩૦ અને ૫૦ વર્ષનાને ૫૦ દાડમ. અને તેઓને હુકમ કર્યો હતો કે દાડમ એક સરખી કિંમતે વેચવાં અને સૌએ સરખા પૈસા ઉપજાવવા. હવે ઉપર કહેલા હુકમ પ્રમાણે તેઓએ પોતાનાં દાડમ કયે ભાવે વેચવાં જોઈએ તે બતાવો?

ઉત્તર:—પ્રથમ ત્રણે જણે રૂપિયા એકનાં સાત દાડમ પ્રમાણે વેચ્યાં. પેહેલાએ સાત, બીજાએ અઠ્ઠાવીસ અને ત્રિજાએ ઓગણ પચાસ, પછી બાકીનાં દાડમ બધાએ ત્રણ રૂપિયે એક—એ પ્રમાણે વેચ્યાં, જેથી ત્રણે જણ દસ દસ રૂપિયા લેઇને ઘેર આવ્યા.

---

૬ લાંબો લાંબો ઝાડનો સોટો, કાતરેલાં છે પાન;
હાથમાં લેઇને પીવા બેઠા તો, રેવડી દાણા દાણ.

ઉત્તર:—આસંદરો.

૭ મુજ મસ્તક પર ચડિને બેઠો, કેશ ગ્રહી ઉતરે નવ હેઠો;
ધરે ન કોય વડીલનો ધાક, શું સખિ સજ્જનના સખી.

ઉત્તર:—ચાક.

૮ ગોરાને કાળે ડંખિયું, નહીં મુખને નહીં દંત;
તેને બાંધો ગાંધીડા પડીકલે, તેતો કાજે મારા કંથ.

ઉતરઃ—અફીણ.

છપ્પો.

૯ મિત્ર હતા જણ બેજ, એક કહે રમવા જાઉં;
એકે શેર સવાએ, ખાંતથી લીધું ખાવું;
બીજે પોણો શેર, ત્રીજોજ જણ તેમાં જમિયો;
પૈસા આપી વીશ, રાજી થઇ તેતો રમિયો;
વીશે પૈસાએ વેંચવા, તેતો કૌતક સારખું;
કવિ શામળ કહે સમજું ખરો પંડિત કરશે પારખું.

ઉત્તર.——છપ્પો.

આપ્યા પૈસા વીશ ટાંક અડતાળીશ ખાઇ;
એમાં આઠમે ભાગ ટાંક ખટ તે તો ભાઈ;
પોણો શેરમાંથીજ ખાંત રાખીને ખાધા;
બાકી બેંતાળીશ સવા શેરમાંથી સાધ્યા;
સવાશેરવાળે સાડા સતર, વળી લીધા પૈસા વઢી;
પોણોશેરવાળો બોલ્યો, પછી આપ ભાઈ મુજને અઢી;

---

૧૦ કોઈ બે જણ આંબાવાડીમાં ફરતા હતા, એટલામાં વેગળેથી એક આંબા ઉપરથી પાંચ સાત કેરિયો પડતી દીઠી. દીઠી તે લેવા દોડયા નહીં; ને દોડયા બીજા બે જણ. દોડયા તેણે લીધી નહીં; ને લીધી બીજા બે જણે; લીધી તેણે ખાધી નહીં; ને ખાધી બીજા એક જણે, એવું એક સ્ત્રી પોતાના પતીને કહે છે, હે સ્વામીનાથ આ વાત સાચી હશે અને સાચી હોય તો શી પેરે ?

**ઉત્તરઃ—આ** સવાલનો જવાબ કહેતાં,
**ખરે** ખર આવશે હાસ્ય;
**પ**ણ કહ્યા વગર ચાલે નહીં;
**ગ**માર મન પસ્તાય;
**હા** હા કેહેશે સરવ કોઇ,

થ કામ કરશો લગાર;
મોટપણું રાખી શોધજો—
ડુમ ડુમ કરશે ગમાર.

---

## દોહરો.

૧૧ (૧) સુંદર જળ સરોવર ભર્યું, જ્યાં બૂડે સઉ કોય;
પણ કોઇ પી ન શકે, તમ વિણુ તજીશ સોય.
(૨) આરબી તુરકી આયના, ફારસી બોલી પાયના;
ચાતુર હોય સો બુઝે, દેખતે કુ મેં સુઝે.
(૩) વાદળ જેવું ઉજળું, ચાંદા જેવું ગોળ;
મૃગ નેનીઆળી મુલવે, હોરા હાટ કરી ખોળ.

ઉત્તરઃ——દોહરો.

તેજ વધે તે દેખતાં, કામનિ વાધે કામ;
ભોગી નરને ભાવતું, નિશ્ચે "દર્પણ" નામ.

ઉત્તરઃ—આરસી અથવા દર્પણ.

---

૧૨ હું એક વખત એક ગામથી બીજે ગામ જવા નિકળ્યો હતો, તેવામાં એક પુરૂષ પોતાના પોઠિયા ઉપર કાંઈ માલ નાંખી ચાલ્યો આવતો હતો. થોડે આવતાં રસ્તામાં એક નદી આવી, તેથી પેલો પુરૂષ પોતાના પોઠિયા ઉપર ચઢી બેઠો, અને નદીને પેલે પાર જવા તૈયાર થયો. હું પણ તે નદીને કિનારેજ ઉભો હતો. પેલા પોઠિયાને નદીમાં ચલાવ્યો તે થોડે દૂર ગયો એટલામાં એક ખાડો આવ્યો તેમાં પેલો પોઠિયો એટલો ડૂબી ગયો કે ઉપર બેસનારનું એકલું ડોકુંજ દેખાતું હતું. એવામાં અકસ્માત અગ્નિ પ્રગટ થયો તેથી તે પોઠીઓ તથા તેની ઉપર બેસનાર માણસ, બંને નદી વચ્ચે બળી મુઆ, એ વાત શી રીતે બની હશે?

ઉત્તરઃ—પેલા પોઠિયાના માલિકે તે પોઠિયા ઉપર જે માલ લાધેલો હતો તે કળી ચૂનો હતો. જ્યારે કળી ચૂનો પાણી સાથે મળે છે ત્યારે તે ફાટે છે અને એટલો અગ્નિ પ્રદિપ્ત થાય છે કે તે-

ના ઝપાટામાં આવેલા પ્રાણીનો જીવ લે છે. તેજ પ્રમાણે થવાથી ઉપર લખેલો પોઠીઓ તથા આદમી બળી મુઆ.

---

૧૩ રાહ ચાલતાં અંબર ચહે, જુએ ન કાંઈ વળગ્યો રહે;
શું કહું વાળે દુ:ખનો આંટો, શું સખિ સજ્જનના સખિ +
ઉત્તર:—કાંટો.

૧૪ ફેફુળ ફુલી મહીશા શીંગી, નારી નામે નામ,
આગળ 'આ' પાછળ 'લ', મધ્ય અક્ષર કહે તે પંડિત.
ઉત્તર:—આંમલી.

૧૫ નિશદિન મારા પકડે પાય, ગાયન મુજ સમીપે ગાય;
હરેક કામે રહે છે હાજર, શું સખિ સજ્જનના સખિ +
ઉત્તર:—ઝાંઝર.

---

૧૬ વડ જેવાં પાતરાં, શેરડી જેવી પેરી,
મોગરા જેવા ફુલ જેને આંબા જેવી કેરી.
ઉત્તર:—આકડો.

---

**છપ્પો.**

૧૭ સરોવર સુંદર સાર, નૌતમે નીર ભર્યું છે;
નહિ આરો નહિ પાળ, સ્થીર પણ ઠામ ઠર્યું છે.
વનસ્પતિ સ્થિર વેલ, વિના પગ મૃગ ચરે છે;
વિના ધનુષને બાંણ, વિના કર ચોટ કરે છે.
તે મારનાર નથિ દીશતો, મૃગ તેને મારી મરે;
તે લાવ્ય કંથ કહે કામની, ઇણી મન મારૂં ઠરે.
ઉત્તર:—દીવો પવનથી ઓલવાય છે તે.

---

૧૮ હું એક મોટો જબરો જાડો દૈત છું અને ઘણું કરી વડોદરાના મહારાજાના દરબારમાં રહું છું. મારા સાંધાનો સરવાળો કરો તો ૧૩ા થશે. પણ જો તમે બીજા સવાચાર ૪ા આપો તો હું મારૂં

મુકામ છોડી દાકતરની દુકાને બેસું છું, અને દરદો સારાં કરવા કામ લાગું છું. એ ઉપરાંત જો તમે ધા બીજા આપો તો ત્યાંથી પણ નિકળીને કાપડિયાની દુકાનપર જઈ બેસું છું જ્યાંથી તમે વારંવાર તમારૂં શરીર ઢાંકવા મને ઘેર લેઇ જાઓ છો. આ વેળા હું પેહેલાં કરતાં કદમાં બેવડો બનું છું. તો પણ તમે મને હેતથી તમારી પાસે રાખો છો, એવું વિચિત્ર પ્રાણી હું કોણ?

ઉત્તરઃ—મ્ર ધા+મ્ર ધા ( મલમલ )
મલ—મલમ ( મલમલ )

---

૧૯ કાળો ઘોડો કાબરો નગરી જોતો જાય,
સવા લાખ રૂપિયા આપે તો પણ તેનું મૂલ ન થાય.

ઉત્તરઃ—આંખ.

---

૨૦ (૧)એક જનાવર એવું ડોક લાંબીને વાંકડો,
ઝાડ ખાય પાન ખાય, એક નહીં ખાય આકડો.
(૨)લાંબે પગલે ચાલે પ્રીતે, ખડભડ થાય નહીં એ રીતે;
ઉઠી નાશતો એ શિર તુટ, શું સખિ સજજનના સખિ.

ઉ[illegible]

---

### દોહરો.

૨૧ (૧)ત્રણ અક્ષરનું નામ જે, કહિયે ગુણિયલ તેહ;
પેલા બે અક્ષર થકી, પક્ષી નીપજે એહ. ૧
પેલા ને છેલ્લા થકી, ભયંકર બને છે નામ;
જેથી લોક દુઃખી થતા, એવો એહન કામ, ૨

### છપ્પો,

(૨)અતિશે ઊજવળ અંગ, થયો કાળો તે કરમે;
ખટ દર્શન ખટ શાસ્ત્ર, ધરે અંતરમાં ધરમે, ૧
પોતે જાત પવિત્ર, ન્હાવા ધોવાથી નાસે;
જળ પિધે જીવે ન, પલક ન રહે જળ પાસે. ૨

પરમાર્થી પરાક્રમી ઘણો, પરમૂલમાં પરવરે;
શામળ કહે શાહ સુલતાન સઉ, અધિક આશ એની કરે. ૩
(૩)ઉજવળ ધરતી એક શ્યામ અક્ષર શું રાખે વેર,
મળે છે કાગદી આંગણે, જઇ જો જો રૂડી પેર-

ઉત્તરઃ—કાગળ.

---

છપ્પો.

૨૨ (૧)દીઠું ઝાડ મેં એક, જેની સર્વોતમ છાયા;
તેની તનયા તેહ, તે તણી કંચન કાયા;
અહાર ઈચ્છે સર્વ, દેવતાને છે દુર્લભ;
અવર સમય નવ મળે, ઉષ્ણ રૂતુમાં સુર્લભ;
તે અમૃત સરખો સ્વાદ છે, શિર છેદી જમવા ધસે;
વળિ મૂછાળો નર તેહના, ઉદરમાં વાસો વસે,
(૨)બાપે જન્મી બેટડી, બેટડીએ જન્મ્યો બાપ;
સભા સૌને પુછીએ, બેટી બડી કે બાપ.
(૩)એવો મારો નાથ, લાકડે લાડવા ઘડે, લીલાના પીળા કરે,
મારી મચુડી ઢીલા કરે, પડી ઘુંટણિયે સડકા ભરે.

છપ્પો.

(૪)ચાતુર નર તું ચેત, એક અચરત મેં દીઠું;
સુંદર રૂપ સ્વરૂપ, અધિક અમૃતથી મીઠું;
કાયા ઉપર હાડ, હાડ ઉપર વાળ ભણી જે;
વાળ ઉપર છે રૂધિર, સુગુણ તેનાજ ગણી જે;
અરિ તે ઉપર તો ખાલ છે, ખાલ ઉપર વાળજ નથી;
વળિ મુખમાંથી અમૃત ઝરે, શામળ કહે કહો કથી.
(૫)પેહેલી પેરે લીલી ચોળી, પછી પેરે પીળી ચોળી,
આવે એના દેશમાં જાય તેના દેશમાં.

ઉત્તરઃ—કેરી.

---

૨૩ (૧)कृष्ण मुखी न मार्जारी द्वि जिव्हा नच सर्पिणी !

पञ्च भर्ता न पाञ्चाली यो जानाति सपण्डितः ॥

કાળું મુખ છે પણ તે બિલાડી નથી; બે જીભો છે પણ સાપેણ નથી; પાંચ ભર્તારવાળી—એટલે પાંચના કબજામાં રહી કામ કરનારી—છે પણ તે પાંચાળી—દ્રૌપદી નથી; ત્યારે તે કોણ? એ જે જાણે તે પંડિત.

(૨)એક જનાવર આદમ દીઠમ, ચલતે ચલતે થાકા,
શીર પકડને મુડી કાટી તો શીરસે ચલને લાગા.

(૩)દો પુરૂષ કે સંબંધસે નીપજી નારી એક,
જ્યાકો જાયો જગતમે ઘર ઘરમે અનેક,
ઘર ઘરમે અનેક જીવ જડ રૂપ પ્રકાશે,
નર નારી બિન જીવ ઓર કોઇ રખેની પાસે,
ત્યાકો સંગહે ઉજવળો, શોભાવાન વિશેષ,
દો પુરૂષ કે સંબંધસે નીપજી નારી એક.

ઉત્તરઃ—કલમ.

---

છપ્પો.

૨૪ (૧)સપુત તણું જે નામ, સભામાં શોભે સેહેલો;
રજની કેરૂં રૂપ, પૂજન શિવ કરતાં પેહેલો.
નેહ કરે નર નાર, દેહ શુભ આપે દાખે;
તસ્કરને મન તાપ, ભલા જનતો શુભ ભાખે.
તે નરના તનથી નિપજે, કરૂપ કહે છે કામની;
શામળ કહે સ્વામી લાવશો, તો ભજશે શુભ ભામની.

(૨)નારીએ નર મસ્તક ધર્યો, તેનેં તેજ અપાર;
તે થકી નારિ નિપતી, એનો પંડિત કરો વિચાર.

દોહરો.

(૩)નરથી નારી નીપજે, જેથી શોભે નાર;
જરૂર જોઇયે જુવતિને, જેને શિર ભરથાર.

(૪)નશદિન રહેછે નેત્ર હજૂર, પલક એક પરઠે નહિં દૂર;

ગરૂઓ ગુણુ ભર વરવો વેષ, શું સખિ સજ્જનના સખિ.
શોભા નિત્ય ભરે ભરપૂર, આંખોથી ન રહે ક્ષણુ દૂર,
આઠે પોર કરે મન રંજન, શું સખિ સજ્જનના સખિ.

ઉત્તરઃ—દિવાનું કાજળ, અથવા મેંશ અથવા અંજન.

છપ્પો.

૨૫ ત્રણુ અક્ષર નિજ નામ, પગ વિના છે પાંગળિયો;
એ છે બાહુ વિશાળ, અંગમાં નહિ આંગળિયો.
શીશ વિના છે શરિર, મોજ ઝાઝેરી મહાલે;
અવનીથી અંતરિક્ષ, ચરણુ વિના તે ચાલે.
છે સુખ કરણુ સંસારમાં, લક્ષ વસા શૂભ લાજ છે;
દાતા આપે જન દીનને, કષ્ટ નિવારણુ કાજ છે.

ઉત્તરઃ—ડગલો.

૨૬ તરણી કરતાં વધતુ તેજ, આંખ ઉઘડતાં નિરખ્યો એજ;
સકળ સ્વરૂપે શોભિત સારો, શું સખિ સજ્જનના સખિ

ઉત્તરઃ—તારો.

૨૭ ઝાડ જેનું થાટ, પાત્રાં જેના થાળી;
ફુલ જેનું મહા સુગડ, અને મુખ જુઓ તો કાળી.

ઉત્તરઃ—કેશુડી.

૨૮ એક સ્ત્રી તથા પુરૂષ એક ગામથી બીજે ગામ જવા સારૂં નિકળ્યા. ત્યારે ઉનાળાનો દિવસ હોવાથી રસ્તામાં એઉને ઘણી તરસ લાગી. આગળ જતાં રસ્તા ઉપર એક ગામ આવ્યું ત્યાં જઇને એક શેઠાણીને કહ્યું કે અમને તરસ લાગી છે માટે તમે પાણી પીવડાવો તો સારૂં. ત્યારે પેલી શેઠાણીએ પાણી પીવડાવ્યું. પ્રથમ પુરૂષે પાણી પીધું અને ચાલતો થયો. પછી પેલી સ્ત્રી પાણી પીને જવા માંડી, ત્યારે પેલી શેઠાણીએ પુછ્યું કે તમે બંને શા સગાં થાવ-છો? ત્યારે તેણીએ નીચે પ્રમાણે જવાબ આપ્યો.

વાત કહેતાં વાર લાગે મારે પડે છેટી,
એની સાસુ મારી સાસુ એક માની બેટી.
ત્યારે કહો કે એ બંને શાં સગાં થાય?

ઉત્તર:—એ બંને અરસ પરસ પુરૂષ નણદોઈ અને સ્ત્રી સાળાની વહુ થાય.

---

છપ્પો.

૨૯ મોતીને અનુમાન, પૃથ્વીપર આવી પડિયો;
કો જાણે કેનો માલ, કંથ મારાને જડિયો.
સોંપ્યો મારે હાથ, ભલા ભોજનમાં ભળિયો;
ચોરિ ગયો કો ચોર, કોઇ નરનારે ગળિયો.
ફરિ કોટિ જતનથી નવ જડ્યો, લખ જન જોતાં લીજીયે;
શામળ કહે શોધ્યો નવ મળે, તો શો ઉત્તર દીજીયે.

ઉત્તર:—પાણીનો કરો.

---

છપ્પો.

૩૦ (૧)નારી નિરખી નીચ, જુઓ લક્ષણ કહુ જેનાં;
અંગે ઉજળી આપ, બાપ મા કાળાં તેનાં.
નહીં હાથ નહિ પાગ, કુલક્ષણ તેની કાયા;
મુખ નાસા છે નેણ, નહિ મમતા કે માયા.
તે નહિ પશું, પંક્ષી માનવી, નહિ જીવા જેની જદા;
શામળ કહે સુમતિ સલક્ષણા, તે શોધી જોશે સદા.

છપ્પો.

(૨)નારિ છે નવરંગ, નહિ મા બાપનિ સૃષ્ટી;
નહિ બીજ વાવેત્ર; નહી નિપજાવે વૃષ્ટી.
નહિ અવની આકાશ, નહિ કોઇ તેનું જોડું;
છે મુખ નાસા નેણ, પુંછ પણ પરઠયું પોઢું.
તે નારિ નારિયે નથિ જણી, સ્વરૂપ ઉજ્વળ [૧]સાચળી;
પરખોતો પેહેરો પાઘડી, નહી તો પેહેરો કાંચળી.

(૩)વણકર વિના વણ્યા ચીર, અને છીપા વગર પડી ભાત,
કહો સામળિયા આ નવીન વાત.

---

[૧] સાચલી—સાચી—ખરેખરી.

### દોહરો.

(૪)જુવતી જાતે ઉજળી, મુખ નાસા નેં નેણ;
અન્ન ઉદક નીદ્રા નહીં, વદે ન વદને વેણ.
ઉત્તરઃ—સર્પની કાંચળી.

---

૩૧ હું એક વખત એક ગામથી બીજે ગામ જવા નિકળ્યો હતો, એવામાં રસ્તે ચાલતાં એક વાડી આવી તેમાં કોશ વેહેતો હતો તેમાંથી પાણી પી આગળ ચાલવા માંડ્યું. થોડે દૂર આવ્યો એટલામાં એક સુશોભિત પીપળો મારી નજરે પડ્યો. મેં નિહાળીને જોયું તો તે પીપળો આસરે ચાળીસ ફીટ ઉંચો હતો પણ અજાયબી ભરેલી એ વાત હતી કે એક બકરી તે પીપળાપાસે ઉભા ઉભી ટોચનાં પાંદડાં ખાતી હતી. આ બકરીએ પોતાના પાછલા પગ ભોંયઉપર રાખ્યા હતા અને આગલા પગ પીપળાની ટોચની ડાળિયોમાં ભરાવ્યા હતા. એ કેમ બને?

ઉત્તરઃ—ચાળીસ ફીટ ઉંચા પીપળાનાં પાંદડાં બકરી બે પગ ભોંય અને બે પગ પીપળાના માથા ઉપર રાખી ખાતી હતી તે પીપળો એક અવાવરૂ કુવાની અંદર ઉગેલો હતો અને તે છેક કુવાના કાંઠા સુધી આવેલો હતો. તેની ટોચનો ભાગ કુવાના કાંઠા ઉપર ઝુલતો પડતો એક હાથને આસરે ઉંચો હતો. તેનાં કુમળાં પાંદડાં પેલી બકરી કુવાના કાંઠા ઉપર ઉભી રહીને ખાતી હતી. પોતાના પાછલા પગ કુવાના કાંઠા ઉપર અને આગલા પગ પીપળાના માથા ઉપર રાખ્યા હતા. એ પ્રમાણે હોવાથી બકરીને કશી અડચણ આવતી નહોતી.

---

૩૨ શાણી સખિ સાથે મંગાવી, લેતી અંગો અંગ લગાવી;
પ્રથમ ન જાણ્યું વળશે મેલ, શું સખિ સજ્જનના સખી+
ઉત્તરઃ—તેલ.

---

### છપ્પો.

૩૩ (૧)રત્નથી રૂડો અમુલ્ય, ફૂલ ફલ સફલે ફળિયો;
કરે કથિરનું કનક, બહૂ ગુણ તેથી બળિયો.
સાગ શિશમ વૃક્ષ વેલ, ભાર અઢારે ભારી;
અમૃત ફળ સહકાર, તેથી શુભ શોભા સારી.
છે લાજ રખણ સૌ લોકની, ચહાય દેવને દાનવી;
કવિ શામળ કહે શોધી જુઓ, મહા સુખ દેયણ માનવી.
(૨)પડતો નર ને ઉઠતી નારી, ભરજોબનમાં બાળ કુંવારી;
બુઢાપણમાં પળીઆવરી, નારીએ નર જન્મ્યો ફરી.

ઉત્તરઃ—કપાસ.

છપ્પો.

૩૪ લાંબડ પુંછ લખાય, નહીં વાંદર હૂકડિયો;
રાતી માંજર શીશ, નહીં માંકડ કૂકડિયો.
અતિશય ઝેરી અંગ, નહીં વીંછી નહિ સાપે;
વૃષ્ટિ સમે વાધંત, તરૂણ તો થાયે તાપે.
વનમાં વસ્તીમાં પણ વસે, તોલ કાંઇ તેમાં નથી;
કવિ શામળ કહે જે સમજશે, કહું ડાહ્યો તેને કથી.

ઉત્તરઃ—કાચંડો.

૩૫ ડુંગર કઠણ નિપંજે, અને હોરા હાટ વેચાય,
વાંકા નર વધારવા તે મોકલાવજો સુન માય.

ઉત્તરઃ—કાંસકી.

છપ્પો.

૩૬ પંખી ટોળાં બેજ ઉડી આકાશે આવ્યાં;
ચંપક વનમાં તેહ ભલાં તે સૌને ભાવ્યાં;
બોલ્યું ટોળું એક, એક તમમાંથી આવો;
સરખાં થઈએ બેય, ભલાં સૌને મન ભાવો.
ત્યાં બિજું ટોળું બોલિયું, એક પક્ષી આપો તમો;
તો બમણાં થઈએ તમ થકી, ગણ પક્ષી પૂછું અમો;

ઉત્તરઃ—દોહરો.

એમાં તે સંદેહ શો, શાસ્ત્ર સાક્ષી દે સાચ;

બધાં મળી બારજ હતાં, પક્ષી સાત ને પાંચ.

---

### છપ્પો.

૩૭ નિરખી નહાની નાર, કાંઇ ઉજળી કાંઇ કાળી;
કપટ કૂડ કલંક, પંડમાં પોઢી પાળી.
પગ લાંબા બે બાહુ, બંધ બાંધી છે બેડી;
અનમી નર અહંકાર, ટેક રાખંતી ટેઢી.
તે ભામનિ ભોંયરૂં ભોગવે, ભૂપતિની પાસે ભજે;
દુશમન તેને દેખી ડરે, શામળ કહે શોભા સજે.

ઉત્તરઃ—કટારી.

---

૩૮ એક સ્ત્રીએ अ નામની સ્ત્રીને ઘેર આવી પોતાને પેહેરવા માટે રેશમી સાડી થોડા વખત માટે માગી. ત્યારે अ નામની સ્ત્રીએ ब નામની સ્ત્રીને કહ્યું કે—ઓળખાણ સિવાય રેશમી સાડી શી રીતે અપાય? વળી મારે અને તમારે કંઇ સગપણ નથી. માટે એતો નહિ બને. ब નામની સ્ત્રીએ કહ્યું કે મારે અને તમારે સગપણ છે. પણ તમે જાણતાં નથી. માટે કહું છું કે—તમારો સસરો મારા સસરાનો સસરો થાય. પેલી अ નામની સ્ત્રી શું ઓળખાણ છે તે જાણી શકી નહીં તેથી તમને પૂછે છે કે એઓ શું સગાં થાય?

ઉત્તરઃ—अ નામની સ્ત્રી ब નામની સ્ત્રીના ભાણેજની વહુ થાય—એટલે મામીજી વહુ થાય.

---

૩૯ (૧)રાત દિવસ છર ઉપર રહે, ઉભય કુચ મુજ તાણી ગ્રહે;
ચડિ ઉતરિ ઉર નાંખે રોળી, શું સખિ સજ્જનના સખિ +
(૨)નારીએ બે નર ગળ્યા, લજ્યા ઢાંકણ જે;
ચતુર શાણાં સમજજો, શરીર શોભાવણ તે.

ઉત્તરઃ—કાંચળી.

૪૦ એક ફૂળે સો ફળાં અને સોના વરણી દેહ;
રામ જાજો ચઉટડે, લાવજો તેના તે.
ઉત્તરઃ—કેળાં.

૪૧ જયહાં જાઉં ત્યાં દોટો કહાડે, લાડ કરી નાના વિધ લાડે;
મુખ ચુંબન કરવા મસ્તાન, શું સખિ સજ્જનના સખિ +
આઘો કહુંતો આગળ આવે, ચુંબન કરતાં શરમ ન લાવે;
બોલ્યા વિણુ નહિં રહે અછતો, શું સખિ સજ્જનના સખી.
ઉત્તરઃ—કુતરો અથવા શ્વાન.

૪૨ એક નરને વીટી રહ્યા જે ઉપર બે નાર,
તેથી શોભે સુંદરી, જેને હોય ભરથાર.
ઉત્તરઃ—કાંકણુ.

---

૪૩ વાંકો રહીને કેડ હલાવે, દરમાં ઘાલે ડાંડો,
એમ કરીને છોકરાં જીવાડે, તેને કોણુ કહે ગાંડો.
ઉત્તરઃ—કુંભાર.

---

૪૪ આવીને વળગ્યો મુજ અંગે, આકુળ વ્યાકુળ કરી સ્વર ભંગે;
છુટે નહીં મુળમાંથી છોડયો; શું સખિ સજ્જનના સખિ+
ઉત્તરઃ—મંકોડો.

---

૪૫ પાન આવે તો ફુલ નહીં, ને ફુલ આવે તો પાન, નહીં,
સોપારીનો સુકાળ, ને પાત્રાંનો દુકાળ.
ઉત્તરઃ—કેરાં.

---

૪૬ (૧)મોતી કહે તો દસ દઉં, હીરા દઉં દસ વીસ,
સોતો ફુલમે એક હે, ફીઉ કરૂં બક્ષીસ.
(૨)અન્ન સાહેલી તારીપુ તારીપુ, તારીપુ જનુની ભરથાર.
ઉવાકે સુતકે મીત્ર હુ, ભગત કરત હે જુહાર.
ઉત્તરઃ—કૃષ્ણુ.

૪૭ મૂખ સમીપ અહોનિશ ઘૂમે, મારા અધરતણો રસ ચૂમે;
ખસેડી તેને સંશય ખોતી, કહો સખી સજ્જનના સખિ+
ઉત્તરઃ—મોતીનીવાળી,

---

છપ્પો.

૪૮ (૧)પુરૂષ પીછાણો એક, પેટતો પ્રચંડ શોભે;
મુખ ન્હાનું નિજ તણું, વિદ્વજન પાસે થોભે;
નારી નવલી એક, પુરૂષને તે બહુ વ્હાલી;
કરે હમેશ પ્રવેશ, પેટમાં ચતુરા ચાલી;
એ નર નારીની મ્હેરથી, લિલ્લાલ્હેર આવી વસે;
મૂરખ મનમાં મુઝઈ મરે, શાણા સહજે સમજશે.
(૨) નારી નામે નામ છે, ત્રીયો ચરણ તીન કાન,
એક મુખ માથે મુગટ, પુજે સઘળી જાન,
પુજે સઘળી જાન, તાકો ઉજવળ અંગા,
એક દો દારી નગન લ્હાર, રહે ત્યાં ચકી સંગા,
જીવ નહીં જડ રૂપ હે, જ્યાં ત્યાં સનમાન,
ત્યાકો અર્થ કોણ જાણે, પંડિત ચતુર સુજાણ.
ઉત્તરઃ—ખડીઓ અને કલમ.

---

છપ્પો.

૪૯ એક નારિ નિર્માણ, પ્રમાણિક જને પ્રમાણી;
વીશ પુત્ર બળવંત, વિવિધ શું કહું વખાણી.
તેને સુત ચચ્ચાર, સુતા બે બે વળિ તેની;
પુત્રીનો પરિવાર, જગતમાં શોભા જેની.
ચંચળ સુતતો ચચ્ચાર છે, તેહ સવાયા શેર છે;
કવિ શામળ કહે શોધી જુઓ, મહિમા મોટો મેર છે.
ઉત્તરઃ—વીશમણની ખાંડી.

---

૫૦ થડે થોડું ડાળે ઘણું, તલ તલ જેવડાં પાન;

આ વખાણું જે કહે, તેને મળશે ઝાઝાં માન.

ઉત્તરઃ—ખરસાંડી.

---

## છપ્પો.

૫૧ અક્ષર ત્રણ ઓપતા, નામ જોતામાં નારી;
સાકરથી અતિ ગળી, જગતને લાગે પ્યારી;
પહેલો ત્રીજો મળી, દરજીનું સાધન દેખો;
બીજો ત્રીજો મળી, ત્રિગુણમાંનો ગુણ પેખો;
પહેલો ત્રીજો મળી થાય વિષ, સમસ્યા જોતાં સ્હેલ છે;
પંડિત જન તો ઝટ પારખે, બુઝે નહિં જ્યાં બેલ છે.

ઉત્તરઃ—ગરજ.

---

૫૨ પોચું ને વળી પચ પચું, છે કંકુ વર્ણું જેહ;
બાઇજી મારાં માગે છે, છે સુવા સરખું તેહ.

ઉત્તરઃ—ગોદડું.

---

૫૩ દામ દઇ ડાહ્યા જન સાથે, નીત્ય મંગાવુઉં મુજ હાથે;
લઉ સુખ છાતિ લગાવિં નિરંતર, શું સખિ સજ્જનના સખિ.

ઉત્તરઃ—અત્તર.

---

૫૪ હું જતો તો ભલે કામે, ભુંડે હાલે ભાળ્યો;
ઉપર આગ નિચે પાણી, વચમાં ધાલી બાળ્યો.

ઉત્તરઃ—ગડાકુ

## દોહરો.

૫૫ નીરવિના જે નિપજે, પાપે પેદા થાય;
તેને જીતે જેવલ્લો, એ અમને કહો રાય.

ઉત્તરઃ—દુકાળ.

---

૫૬ નીચે ધાબુ ઉપર ધાબુ, વચમાં વેહેતું પાણી;

બોલો એનું નામ શું છે, દેઇ દો જવાબ તાણી;
ઉત્તરઃ—ગલેલી.

---

૫૭ દો ચક્ર સહીત નહીં કૃષ્ણ, બેલ વાહન નહીં શંકર;
તે બીના પંખસે ઉડે ફીરે. જી દેશ દેશાંતર નાચ રંગ ધુની કરે,
શબ્દ ચોખંડ સુણાવે, બીના ચાંચસે ચુગે,
ઉદર ભર ભોજન લાવે, નીર્ખંત નાર, સબકો કહે પુરૂષ આશ
પુરે સહી, કવિ પુછત સર્વેકું, કે એસી નારી જુગમે કોણ ભઇ?
ઉતરઃ—ગાડી.

૫૮ નારી કે નેનનમે પ્રગટ ભયા નર, સો નરમેસે ભઇ ફીર નારી;
નારીકુ માર કે ફેર ભયા નર, સો નરકુ લેવત હે શ્રીષ્ટીહી સારી.
ઉત્તરઃ—ગોળ.

૫૯ મોટું પેટ શકાય ન માપી, મરજાદા લોપે ન કદાપિ;
નૌતમ ગુણનો એવો નાગર, શું સખિ સજ્જનના સખિ+
ઉત્તરઃ—સાગર.

---

૬૦ (૧)એક ચીજ ચાલે છે, તેને પગ નથી. બોલે છે પણ વાચા નથી.સફેદ છે, તથાપિ કેટલીક એક વાર કાળું પણ હોય છે. તેનું બદન બિલોરી, સાફ, સુંવાળું અને ખૂબ સુરત છે. તે જાનવર નથી. તેમજ બાવળ કે બોરડી નથી, તોપણ તેને કાંટા હોય છે ગરીબ અને નિરપરાધી છે, તોપણ જ્યારે તેનો મિજાજ જાય છે, ત્યારે બહેકવામાં કાંઇ બાકી રાખતું નથી. એ ખાતું નથી, પણ કોઇવાર ચા પીએ છે! તે કોણ હશે?

છપ્પો.

(૨)એક નારિ ગુણવાન, ચૌદ સુત તેના બળિયા;
બે ઉદ્યોગી આપ, ચૌદ તો સ્થાવર ઠરિયા;
જીવ વિનાની જાત, તોપણ જવાબ દે છે;
અવર તણું કરિ આપ, સદા ઉદ્યોગ કરે છે;
ખાતી પીતી ખોરાક નથી, ચતુર ચિતે સહુ ચહાય છે;

**સમસ્યા સમજુને સહેલ છે, ગમાર ગોથાં ખાય છે.**

**છપ્પો.**

(૩)નહીં પુરૂષ છે નાર, નિહાળી જોતાં નામે;
ચંદ્ર બિંબ આકાર, નથી તે ઠામે ઠામે;
રાજદ્વાર રહંત, અધર અવનીથી બાંધી;
જ્યોતિષ વિદ્યા જાણ, સમય દેખીને સાંધી;
તે માર ખાય મહોકમપણે, બૂમ પાડી બોલે બહુ;
નાનાં મોટાં નર નારિયો, શામળ કહે સુણે સહુ.

ઉત્તરઃ—ઘડીઆળ.

---

**છપ્પો.**

૬૧ (૧)નપુંસક છે ચોપાદ, નાર તે પર મેં ભાળી;
કરતી કણ આહાર, કંઠ કોકીલા વાળી;
કુરકટ મારે હાક, તે સમે ગાવા લાગે;
ચતુરનર સૂતેલ. નિદ્રાથી તત્પર જાગે;
વળી વનીતાઓ કર હાથલો, મુખમાં કણ આપે સહી;
ચતુર હશે તે સમજશે, મૂરખ તે સમજે નહીં.
(૨)નર થકી નારી નિપજે, ભોજન વેળા ગાય,
અરધું અંગ ફરે ફુદડી, તેનું એઠું સરવે ખાય.

ઉત્તરઃ—ઘંટી.

---

**છપ્પો.**

૬૨ વાહન વૃષભ વહંત, પરાક્રમ અધિકું ઓટે;
રૂંઢ માળ વિશાળ, કારમી દીઠી કોટે;
મસ્તક ગંગ તરંગ, ચહૂ પાસે તે ચાલે;
કરતી હણુ હણુ કાર, ભૂપ સૌ નજરે ભાળે;
એ સમશા છે પણ શિવ નહિ, સમજુને મન સેહેલ છે;
જો વાટે ઘાટે દશ દિશે, મહિપતિ કેરે મેહે છે.

ઉત્તરઃ—પાણીની ઘટ માળ.

## છપ્પો.

૬૩ એક બાળ બે મૂખ, એક ઉપર એક હેઠું;
ઉપર પાતળું છેક, કેડથી પહોળું પીઠું;
તળે મુખ તેમાં જીભ, તેહ બોલાવ્યું બોલે;
હલાવતાં હાલંત, વળી ડોલાવ્યું ડોલે;
ઇશ્વર આગળ અધિકું રહે, ગુણવંતા જનને ગમે;
શામળ કવિ કહે તે ઉચરે, જગત લોક તેને નમે.

ઉત્તરઃ—દેવની ઘંટા.

---

## દોહરો.

૬૪ એક નરે નરને ગળ્યો, તેથી શોભે તન;
તેહ તમારી પાસ છે, જાણી લ્યો રાજંન.

ઉત્તરઃ— દોહરો.

રાય હશીને બોલિયો, શું પુછ્યું તેં એહ;
બહુ ભેદે કરિ ભાળવ્યો, "જામો" કહિયે જેહ.

---

## દોહરો.

૬૫ પગ પાખી જે પરવરે, પવનબિના ગાજંત;
શ્વેત અને વળિ શામ છે, અજાચીક જાચંત.

ઉત્તરઃ—કાગળ, સોગઠી, પડાઈ, વહાણ, પખાજ, ચકડોળ, વરસાદ અને રેંટિયો.

## છપ્પો.

૬૬ બદન આઠ ભુજ બે જીભ્યા પંદર વખાણું;
સોળ નેનનો સંગ, ચરણનો પાર ન જાણું;
કંઇક ચરણ છે ગુપ્ત, કંઈક મેં નજરે દીઠાં;
કંઈક જીભ્યા વીખ વીખ કરે,
કોઈક રસ ચાખે મીઠા;
એક પુંછ બે દેહ તેતો કવિજન સાચું કહે.

ઉત્તરઃ—કાળી નાગ ઉપર કૃષ્ણ સાથે.

## છપ્પો.

૬૭ નીચ ઘેર છે નાર, દેશ બાધામાં રાખે;
મુખમાં મોટી જીભ, રીઝથી બાહાર રાખે;
નહીં હાથ નહિ પાગ, શીશ વિના મુખ બોલે;
ફરે છત્ર તે શીશ, જમે કણ અધિક અતોલે;
ઘર ધણિ તો ગીતો ગાય છે, પવિત્ર નર પુંઠે ફરે;
શામળ કહે એહું એહનું, મોટાજન મસ્તક ધરે;

ઉત્તરઃ—ઘાણી.

---

૬૮ છાજ જેટલાં છાપરાં, નળીએર જેટલાં ઘર;
વલ્લભ વિષ્ણું કહે ભાઈઓ, કુવારા એટલા વર.

ઉત્તરઃ—ઘર.

---

૬૯ આઘેથી આવ્યા હોરવા, ડાંડો વાગ્યો ધંમ;
ઘરની નારી બ્હીવા લાગી, જાણે આવ્યો જમ.

ઉત્તરઃ—ગોરજી.

---

૭૦ अस्ति ग्रीवा शिरो नास्तिद्वौ भुजौकर वर्जितौ ।
सीता हरण सामर्थ्यो न रामो नच रावणः ॥

ગરદન છે પણ માથું નથી, બે ભુજ—કોણીથી ઉપરનો ખભા સૂધીનો ભાગ—છે પણ કર—કોણીથી નીચેનો હાથનો ભાગ—નથી. સીતાને હરવાનું એનામાં સામાર્થ્ય છે પણ તે રામ કે રાવણ નથી. ત્યારે કોણ ? આમાં સીતા હરણનો અર્થ "ટાઢ-ઠંડીનો નાશ કરવાનું" એવો લેવાનો છે.

ઉત્તરઃ———દોહરો.

વિના મસ્તકે મન ગમ્યો, સુંદરી શિત હરનાર;
કોણી સૂધી "કંચવો" શ્યામાનો શણગાર.

---

## છપ્પો.

૭૧ (૧)નવગ્રહમાં છે નામ, કામ કાસદનું કરશે;
સુજશ તે સંપૂર્ણ, તાપનું કષ્ટજ હરશે;
ભાગ્યવંત તે તણા, તેજ ઉપભોગ કરે છે;
સારંગ છે નિજ માન, વળી વાહન પણ તે છે;
વળી ગળે શરીર ક્ષય રોગથી, કાયા જીરણ થઇ રહે;
તેને નામે જે નામ છે, સધવા તેને ચિત્ત ચહે.
(૨)મોતી સુતકે બાચ બસે, ઔર દધી સુતકે પાસ;
સો માગત બીજ નાયકા, જ્યાકી મુજકું આશ.

## દોહરો.

(૩)નવગ્રહમાં જે મુખ્ય છે, તેનો સહોદર * હોય;
તેને નામે નામ છે, તે મુજ પાસે જોય.

ઉત્તરઃ—ચાંદલો.

---

## છપ્પો.

૭૨ એક પુરૂષ ગુણવાન, પેટ મુખ નહિ જેને;
અચરજ જેવું એક, પાય બે પૂરણ તેને;
ઓપે છે બે આંખ. શાખ શાણા જન માને;
રહે ભોંયરે રોજ, કદી ચડી બેસે કાને;
એ બેલિ આંખ કાચા તણો, પુરણ છે પરમારથી;
સમસ્યા શાણાને સ્હેલ છે, મૂરખ શિર ફોડે મથી.

ઉત્તરઃ—ચશ્મા.

---

૭૩ રાતે નર એકલો દિવસે દશ વીશ,
નર ઉપર નારી ચડે, નારી હલાવે શીશ.

ઉત્તરઃ—પણઘટ.

---

* ભાઈ.

## દોહરો.

૭૪ બાંધ્યા તાંતણો સમનર, એવા નર નળી ચાર;
એહ બતાવો રાયજી, થઇ તેની એક નાર.

ઉત્તરઃ—દોહરો.

પુષ્પક બોલ્યો પ્રીતથી, તમે જુઓ આ ઠામ;
પુછોછો જે પ્રેમથી, "ચોરી" એનું નામ.

---

## છપ્પો.

૭૫ (૧)નાર મળી દશ વીશ, પુરૂષ પરઠાણો જેનો;
સુરપતિ વાહન જાત, તાત જાણો સૌ તેનો;
નામ એક નર દોય, આવરદા બેનો સરખો;
વસે વેગળે વાસ, પંડિતે પૂરે પરખ્યો;
તે તાલેવંત તરૂણી તણે, હસ્તક રૂડો નર હશે:
પંડયાજી પેહેલો લાવજો, ત્યારપછી સોળે થશે.
(૨)તારી જનુની એ જે વર્યા, તે થાસે તુંજ કંથ;
બતલાવો તમે સુંદરી, માને મારૂં મન.
(૩)ઘોડો ચડે ટઠણે, અને ધણો ચડે રૂએ:
સટક દેઇને આવી જાય; તો હસી હસીને જુએ.
(૪)છોટા હે પણ બડાજ શરા, છીલ ગઇ કોર પેનાદિયા પુરા.
સેંતા સેંતા લાગે રૂડા, કહો સખી સજ્જનના શુરા.

## દોહરો.

૭૬ (૧)ઇંદ્ર વાહનથી ઉપજે, નારી દશ કે બાર;
તે નરતો નારી કને, જેનું ભાગ્ય અપાર.

ઉત્તરઃ— દોહરો.

નારી હાથે નર રહે, નરથી વહાલો જેહ;
રાય કહે શુણ કામની, ઉત્તર "ચૂડો" એહ.

---

## છપ્પો.

સાઠ નારિયે નાર, નાર આઠે નર જાણું;

આઠ નરે નર હોય, પુરૂષ જો ત્રીશ પ્રમાણું;
બાર નરે નર નામ, ભાગ ત્રીજો લે તેનો;
અંત્ય મધ્ય ને આદ્ય, અમલ જોરાવર જેનો;
હરઘડી તેને હરનાર છે, દુઃખ ટાળે જે દેહનું;
વળિ જે માટે કૈરવ હણ્યા, તરત કામ છે તેહનું.
(૨) લંકા લપેટને, સીતા હરણને, લંકાપત રામ,
જીસ કારણ કૈરવ દળ હણ્યું, તે મોકલાવો રાય.

ઉત્તરઃ—ચીર.

---

૭૭ વાટ ચાલતાં મળીઓ મુજને, હતી એકલી કહું છું તુજને;
આપ્યો મુજ ઉરને આરામ, શું સખિ સજજનના સખિ.

ઉત્તરઃ—દામ.

૭૮ એક પુરૂષ ઉંટ ઉપર સ્વાર થઇ ગામ બહાર ચાલ્યો જતો હતો તેને શેહેરમાંથી એક કૂતરે કરડયો એ શી રીતે બન્યું હશે?

ઉત્તરઃ—પેલો પુરૂષ પોતાનો ઉંટ શેહેરની બહાર પણ ગઢની રાગે રાગે ચલાવતો હતો તેથી ગઢ ઉપર બેઠેલા કૂતરાએ તેને બચકું ભર્યું હશે.

---

૭૯ (૧) ઠેક ઠેક ઠેકંતો દિઠો (ઘોડો) માથે કાન નકાનો દીઠો [વાંદર] માટે પુંછ ન પુંછો દીઠો [દેડકો] મેડકતો જળમાં વસે, તે વિના કાંઇ બીજું હશે.

છપ્પો.

(૨) છેલ કુદંતો છેક, એક કહે એતો ઘોરી;
શિંગ નથી તે શીશ, કહે ત્યારે તો તોરી;
પીઠે નથી પલાણ, ત્યારે તો મેડક માણે;
નથિ રહેતો તે નીર, જરૂર કોઈ સસલો જાણે;
પણ સસલાને પગ ચાર છે, પગ વિણ આતો પરવરે;
શામળ કહે અર્થ સહેલ છે, રૂડા જન રૂદયે ધરે.

ઉત્તરઃ—ચાંચડ.

૮૦ ગોરી બેઠી ગોખ, તળે નદી કેરે નીરે;
ટૂટયો મોતી હાર, પડયો જઇ તેને તીરે;
અર્ધ મોતી જળ માંહી, પલકમાં જઇને પડિયાં;
ચોથ સવાયો ભાગ, અર્ધ કચરે જઈ અડિયાં;
વળી છટ્ઠે બાગ શેવાલમાં, ગબડી ગબડીને ગયાં;
કહીએ મોતી એ કેટલાં ? કામની કરમાં બે રહ્યાં૦—
ઉત્તરઃ— દોહરો.
છનું મોતી છત હતાં, ચોથ સવાયાં ત્રીસ;
છટ્ઠે ભાગ તો સોળ છે, બે કર અડતાલીશ.

---

છપ્પો.

૮૧ રથ દીઠો સમરથ્થ, અધર અવનીમાં ચાલે;
બ્રહ્મા નામે નામ, મંદીર તેનામાં માલે;
અપરમ પાર અપાર, પ્રજા પેંદા ત્યાં થાય;
વેઠે અગ્નિ આંચ, માર પણ ઝાઝો ખાય;
આવે અમુલ્ય કામે અરથ, મૂળ અલ્પ માડે મળે;
શામળ કહે શોધી જુઓ, કવિ રૂડા તેતો કળે.
ઉત્તરઃ—કુંભારનું ચાક.

૮૨ કાળાનો દંત ઉજળો, ચાલે ધમર ચાલ;
સાસુ વહુને દીકરી, ત્રણે નો એક ભરથાર
ઉત્તર—હાથી દાંતનો ચુડો

---

૮૩ મારગડેથી જાતાં મોહી, જીવમાં હરખી જીવન જોઈ.
એ પછિ એના ગઇ અગાડી, શું સખિ સજ્જનના સખી+
ઉત્તરઃ—વાડી.

---

૮૪ ઉંચી મેડી પલંગ બીછાયા, મેં નિચું ઓ ઉપર આયા;
ઉરકે મેરે પડ ગયા ફંદા, કહો સખી સજંનના સખી.
ઉત્તરઃ—ચંદરવો.

૮૫ (૧)કાળો છે પણ કામ નહીં, લાંબો છે પણ સાપ નહીં, તેલ ચડે હરમાન નહીં, ફુલ ચડે મહાદેવ નહીં, બોલો બીજું શું લહીએ, નામ તેનું શું કહીએ.

(૨)આવી સ્કંધ ઉપર મુજ પડે, મુજ મસ્તક શોભા એ વડે;
તેલથી મરદન તન કરૂં બેશ, શુ સખિ સજ્જનના સખિ+

ઉત્તરઃ—ચોટલો.

---

## છપ્પો.

૮૬ બાર પુરૂષની બેલ, જાત જુવતીની જાણી;
બે અક્ષરનો બોલ, મરદના માથે માણી;
સહે ધુપ વરસાદ, યાદ દુઃખ અલ્પ ન લાવે;
સ્વામીની કરિ સેવ, તાપ તે આપ બુઝાવે;
લક્ષણથી ચાર વિશેષ છે, શોભા સુંદર મરદની;
એ કંથ તમે કયાં વિસર્યા, દુર કરનારી દરદની.

ઉત્તરઃ—છત્રી.

---

## છપ્પો.

૮૭ ચંદ્ર બિંબ આકાર, નામ બે અક્ષર નારી;
સ્ત્રી શૃગાર શોભીત, બહું ગુણની બલિહારી;
મુખ મંડન મહારૂપ, અનૂપમ દીસે દેહે;
તેથી શોભે નાર, કાન શુણી નર નેહે;
લક્ષ્મી ખરચી તે લાવજો, એ વણ અડવું દીશશે;
સામળ કહે શામા જો સજે, તેથી હઇડું હીસશેઃ—

ઉત્તરઃ—કાનની ઝાળ.

---

## છપ્પો.

૮૮ (૧) નારી એક અનૂપ, સરસ શોભંતી સેહેલી;
બે અક્ષરમાં નામ, મુઢ રૂદયામાં મેલી;

ઉદર વચે એક શીંગ, એક આંખે દિલ દેખે;
પવિત્ર સંગ પોસાય, ડાહિ દુનિયાં પુર પેખે;
તે સુખથી જળ પ્રાશન કરે, શિંગેથી આંખે ઝરે;
કવિ શામળ કહે શોભે તહાં, જયાં વરને કન્યા વરે.
(૨)એક નારી રૂપે રૂડી, તેને સુંદર આંખ;
મુખે પીએ આંખે ઝરે, રાજા તે તું ભાંખ.

ઉત્તરઃ—ઝારી.

---

છપ્પો.

૮૯ પુરૂષ એક પવિત્ર, પરાક્રમિ દીઠો પોડો;
ચંચળ ચારૂ ચાલ, જાણુ જશવંતો જોડો;
રાજ મારગે રોજ, મોજ ઝાઝેરી માલે;
જર વિદ્યાની જોસ, ચડ્ડિ ચોખુંટે ચાલે;
નર એક નારિ બે નિરખિયે, અધર ઉપાડીને લિયે;
છે નામ એક બે નારનું, કહે શામળ કારણ કિયે.

ઉત્તરઃ—પાવડીનો જોડો.

---

૯૦ (૧)નાની રજ જેટલી, ચટકા દેતી ચાલે;
વાસો એનો નિમાળામાં, મસ્તક બેઠી મહાલે.
(૨)મથુભાઇનો ગરાસીઓ, તે હથુભાઇએ ઝાલ્યો;
સાંકડીએ ગામના પાદરે, ત્યાં નખુભાઇએ માર્યો.
(૩)એક વન અનુપમ દિઠું, છ પગું માંહે ફરતું દિઠું;
બે પગાએ માર્યો હાથ, છ પગું થયું મરણ ઘાત;
મારતાં મારતાં ગાળો દિયે, ચતુર નર શોધીને લિયે.

ઉત્તરઃ—જુ.

---

૯૧ ઉભો નર નિંદ્રા કરે અને ઝાકળ તડકો ખાય,
જેને મસ્તક મોતી નિપજે, તેને વરણુ અરાડે ખાય.

ઉત્તરઃ—જુવાર.

૯૨ પડચું પણ પીગળ્યું નહીં, રહ્યું ઘડી બે ચાર,
વગર પાંખે ઉડી ગયું. પંડિત કરો વિચાર.
ઉત્તરઃ—ઝાકળ.

---

૯૩ શિયાળે ઉનાળે નિપજે, ચોમાસે જડ જાય,
ડાળ બે ડાળ માંહ્ કાંટાને ફુલ રાતું, ખીલી ઉઠે કે ગામ નાહું.
ઉત્તરઃ—જળવાસા.

---

દોહરો.

૯૪ ત્રિ અક્ષરથી શોભીતી, સુંદર જાણો ચીજ;
કીડામાંથી થાય છે, દેખ્યાથી બહુ રીઝ.
પે'લાને છેલ્લા થકી, દયા તણો છે સાર;
બીજાને ત્રીજા થકી, સોગન અર્થ વિચાર.
ત્રીજાને બીજા થકી, ઝાઝા કેરો અર્થ;
શાણા મીત્રો એ કહો, રાણે જેને ગર્થ.
ઉત્તરઃ—રેશમ.

રે હેમ રાખજે સર્વદા,
શ મના ખાશો કોઇવાર;
મ શ વિચારી લાવજે,
રેશમ અપરમ પાર.

૯૫ હું બોલું છું, પણ માણસ નથી. હું સાંભળું છુ પણ હેવાન નથી. મોઢું અને પૂંછડી રાખું છું પણ જીવજંત નથી. માત્ર આંતરડાંની સળંગ દોરી શિવાય પેટ કે હોજરી, માંસ કે હાડકાં કશું ધરાવતું નથી. બોલવાનું મોઢું ખાવા પીવાની મને સૂજત સાંભળવાના કાન છતાં, ચલાવા હાલવાના પગ અથવા ઉડવાની પાંખ મને મળેલી નથી, અને તોપણ હું તમારા કાસદનું કામ કરૂં છું. તમારાં વચન જઈને તમારા મિત્રના કાનમાં કહુ છું તે એવી છુપી રીતે કે તમે અને તે શિવાય બીજું કોઈ જાણી શકતું નથી. પ-

ગ અથવા પાંખ વગરનું, માંસ અથવા હાડકાં વગરનું, એક પ્રાણી આવું કામ કરે છે, તે કોણ?

ઉત્તરઃ—ટેલીફોન.

## દોહરો.

૯૬ એકનારિ આ વિશ્વમાં, પાડે સાૈને ત્રાસ;
આઠ માસ હાનિ રહે, ચારે માસ.

ઉત્તરઃ- દોહરો.

સહિયર મારિ સુલક્ષણી, તને હજો કલ્યાણ.
પદ્માવતી કહે પુછિયું "ટાઢ" તેહ તું જાણ.

---

## છપ્પો.

૯૭ કહું વરતુંલ આકાર, છત્ર જેવી છત છાજે;
શત્રુ સરીખાં સાલ, ભામની દેખી ભાજે;
વસ્ત્રાભરણ વિવેક, ફુલ ભરિયાં ભલી ભાતે;
મોંઘી છે મહા મુલ્ય, જોઇ જોરાવર જાતે;
શૂરા માંહી શુરી ઘણી, સોથી આગળ સંચરે;
અરિગંજણ રક્ષણ દેહની, અર્થ કવી શામળ કરે,

ઉત્તરઃ—ઢાલ.

---

## છપ્પો,

૯૮ નહિ નર કે નહિ નાર, નપુંસક સરખું નામે;
દેશ દેશ પ્રવેશ, ઘણા ગુણ ગામે ગામે;
જ્યોતિષ વિદ્યા જાણ, વાત બનવાની બુઝે;
ખટ્ શાસ્ત્રો ભણનાર, તેને પણ તેથી સૂજે;
અજવાળું એથી અવનિમાં, જે ભવિષ્ય જાહેર કરે;
આવરદા ઓછો એહનો, વર્ષ જીવિ બળતી મરે.

ઉત્તરઃ—ટીપણું.

---

## દોહરો.

૯૯ પગ ચાર પણ ઢોર નહીં, એક વાંસો બે શિશ;
બાળક તેના પેટમાં, જાતે *પંઢ કહિશ.
ઉત્તરઃ—ઘોડિયું.

---

૧૦૦ ધામ ઢોલ માંહે પોલ, ઉપર ઉત્તર છાયા;
આ વખાણું કેહે તેને આપું સોનાના પાયા.
ઉત્તરઃ—ટાંકુ.

---

૧૦૧ જે કુળમાં જે અવતરે, તે કુળ તે અભ્યાસ;
સિંહ જો સો લાંઘણ કરે, તો એ ન ભક્ષે ઘાસ.
ઉત્તરઃ—ટેવ.

૧૦૨ સોપારી જેવડું સમર્થ છે, કરે ત્રણ ભાગમાં તાન,
આ વખાણું જે કેહે તેને જાણું અક્કલ વાન.
ઉત્તરઃ—કપાસનું ઝીંડલું.

---

## છપ્પો.

૧૦૩ ઇનસાફી છે આપ, કોઈનું દીલ નવ રાખે;
દ્રવ્યવાન કે ગરીબ, સર્વને સરખા દાખે;
રહે વણિકને દ્વાર, પારખું પૂરૂં કરશે;
કરે દગો જન કોઇ, રીસ તેનાપર ધરશે;
તે સાચ જૂઠ સમજાવશે, દુઃખ ન લાગે કોઈને;
વળી ભરૂંસો કરશે સૌ જનો, તેના સામું જોઇને;
ઉત્તરઃ—તોળવાનો કાંટો.

---

## છપ્પો.

૧૦૪ (૧)પાંખાળો પરતાપિ, નહીં પંખીમાં પૂરો;

---

* નપુંસક.

ધંધમ ચેત્યાં થાય, નહીં શામદ કે શુરો;
ગાજંતો ગંભીર, મેહમાં કોઈ ન પ્રમાણે;
છે પાતિળિયો છેક, જુએ તેતો જન જાણે;
લાકડો તે રિપુ લોકને, જે છે જમ કિંકર જસો;
કવિ શામળ કહે શોધી જુઓ, કહો અરથ એ તે કશો.

દોહરો.

(૨)પંખી ઉડે જીવવિના, બેસે જેની ડાળ;
મૂલ્યું પમાડે દેખતાં કહો મુજને ભૂપાળ.

ઉત્તરઃ-- દોહરો.

કુંવર કહે શુણ કામની, સો હું સમજ્યો એહ;
સમસ્યામાં સમજાવિયો, "તીર" કહી જે તેહ.

---

છપ્પો.

૧૦૫ (૧)પુણ્ય સુપાત્ર પવિત્ર, ફુલ એવાની કન્યા;
કિધો પિતાનો કાળ, એહ પણ મોટા અન્યા;
વરી વડાઉવા સાથે, જાત રૂડો તે જાણી;
કાંઇ ન ચડયું કલંક, વડી લોકો એ વખાણી;
કહો કવણ નાર પીતા કવણ, કવણ વડાઉવાને વરી;
વળિ કવણ ફૂળ પેદા થઇ, શામળ કહે તે સુંદરી.

દોહરો.

(૧)ઉત્તમ કુળથી ઉપની, તાત તણો જે તાત,
તે સાથે વિવાહ કર્યો, સમજે સજ્જન વાત.

ઉત્તરઃ— દોહરો.

મહિપતિ કહે શુણ માનની, ઉત્તર આપું એહ,
એ સમસ્યા હું સમજીયો, "તક્ર" કહી જે તેહ.

---

૧૦૬ (૧)આખું ને વળી અણીઆળું, જેની ફોફળ સરખી દેહ;
જો જાઓ તમે ચૌટડે, તો લાવજો તેનું તે.

## દોહરો.

(૨)મુખનૂ મંડન સર્વનૂ, જેથી વાધે કામ;
તેહ તજ્યું મેં આજથી, નાથ ગયા જે ગામ.
(૩)પાકાઇ છે તો તનમાં પૂરી, પણ પરગજું કાયા છે શુરી;
શોભા સભાતણી સુખદાન, શું સખિ સજ્જનના સખિ॥
(૪)પેહેલે પાઉં હોળાસીયા, બીજે ભીડચો અંગ;
ત્રીજે મુખ ચુંબન કર્યા, ચોથે રાખ્યો રંગ.

## છપ્પો.

(૫)ત્રણ અક્ષર તરતીબ, તેર ગુણ શોભા સારી;
રાજદ્વાર સનમાન, માન દે નર ને નારી;
નપુંસક છે નિજ નામ, પુરૂપ બે શોભે સંગે;
કામ વધારણ કાય, રંજીત તે સાને રંગે;
ફ્લ ફ્લ વિના છે ફૂટડું, કંથ લાવ કહે કામની;
તો શામળ કહે સોળે સજે, નેખ કરંતાં જામની.

ઉત્તરઃ—દોહરો.

ચરવણું કરતાં ચોગણું, વળી હોઠનું વાન;
કામાતુર થાય દેખતાં, પ્રમદા તેતો "પાન."

ઉત્તરઃ—તાંબુલ અથવા પાન.

## છપ્પો.

૧૦૭ (૧)નૌતમ નિરખી નાર, જુલમ વાળી ઝળકંતી;
નહીં હાથ નહિ પાગ, લાડ ઝાઝે લળકંતી;
મંદિરમાં માલંત, ઓપતી ઓઢી પેહેરી;
નાસે થઈ નિરમાલ્ય, વાદ કરતો જે વેરી;
છે નારિ જાત નિરબળ નહીં, કાળી કરૂપ કાયા થકી;
શામળ કહે શાણા સમજશે, કહું ડાહ્યા તેને નકી.
(૨)કાળી હે કલંગી હે, કાળા દરમે રહેતી હે;
ગુલાબ પાણી પીતી હે, પાદશાહકુ સલામ કરતી હે.

## દોહરો.

(૩)નારી પણ નિર્બળ નહીં, કાળી પણ નહિ કોલ;

વસે દરે સાપણ નહીં, ઉત્તર એનો બોલ્ય.

ઉત્તરઃ—તરવાર.

૧૦૮ બે સ્ત્રીઓ એક ગામથી બીજે ગામ જતી હતી. તેમને રસ્તામાં એક પંડિત સામો મળ્યો, તેણે તે બેઉને પુછ્યું હે બેનો, તમે બે શાં સગાં થાઓ? તેમાંની એક સ્ત્રીએ ઉત્તર આપ્યો.

**દોહરો.**

તે બોલી મુજ સ્વસુરનો, સાળો એનો ભાઈ,
એમ કહી ચાલી ગયાં, ખરી બતાવી સગાઇ.

ઉત્તરઃ—

શા કારણે પડ્યું પુછવું,
શુ છે તમારે કામ;
વળી પુછવું હોય તો પુછ જો,
હુ કહું સાસુ વહુનું નામ.

---

૧૦૯ થોડું ગજવું ને ગુંચવણ ઘણી, નર ગયો છે નારી ભણી;
નારી દેખી નર આંધો થયો, તે નારી પાસે બેસી રહ્યો.

ઉત્તરઃ—હેડ બેડી.

---

૧૧૦ (૧)મધુર રૂપાળા રાગ અલાપે, વીરહી જનનાં હૃદય સંતાપે;
સુંદર વંશની પ્રગટ પ્રવીણા, શું સખિ સજ્જનના સખિ.

**દોહરો.**

(૨)મૂખે મધુરૂ બોલતો, ચાતૂર નર વશ હોય,
તેનો શબ્દ સુણી આવજો, જેમ ન જાણે કોઇ.

ઉત્તરઃ— **દોહરો.**

ભોગી માણે ભૂપતિ તેને વહાલો તંત્ર,
બોલે બેસી ભેખથી, જુવતી તેતો "જંત્ર."

---

**છપ્પો.**

૧૧૧ પંખી ટોળું પ્રૌઢ ઉડી આકાસે આવ્યું;

વનમાં વડ ગંભીર તે તણું વૃક્ષજ ભાવ્યું;
એક એક પત્રે પક્ષી બુદ્ધિ થકી તો બેઠાં;
વધ્યું પક્ષી ત્યાં એક સૌ ચિંતામાં પેઠાં;
ફરી બેઠાં તે બે બે જણાં, ત્યાં એકજ પાંદડું વધ્યું;
કહીએ પક્ષી તે કેટલાં? કહો પાન પણ ગણી સીધું.

ઉત્તરઃ— **દોહરો.**

પ્યારી કહે મેં પારખ્યું કહી સંભળાવું કણ;
ચતુર પંખી એ ચાર છે વડે પાંદડાં ત્રણ.

---

## છપ્પો.

૧૧૨ (૧)ખટ પગ તો છે ખરા, ભ્રમર તો નહિ તે ભાઇ;
એક વાંસો બે શીશ, કહું શું તેની કમાઇ;
વિધિ બંને ગમ નાક નાથ ઘાલી ઘણી મોટી;
જુઓ કરમના જોગ, ચોટી વાંસા વચ મોટી;
તાજું કહે છે સૌ તેહને, છે જુનું જો જોખમાં;
શામળ કવિ કહે સદા વસે, શાહુકાર ઘેર શોખમાં.
(૨)એક નારી બે ઘાઘ્રર પેહેરે, છ નાડા લટકાવે;
બજાર બેઠી તાન તોડે, મૂરખને સમજાવે.

ઉત્તરઃ—તાજવું અથવા ત્રાજવું.

---

૧૧૩ એક ડોસી દાતરડા વતી ઘાસ કાપતી હતી તે દાતરડું પડી જવાથી એજ ડોસીનું નાક કપાઇ ગયું. એ કેવી રીતે બન્યુ હશે?

ઉત્તરઃ—ડોસી એક નેહેરામાંથી ઘાસ કાપતી હતી તે નેહેરૂં ઘણું ઊંડું હતું, અને તેની ઊંચી ભેખડ પરથી ઘાસ કાપતાં હાથમાંનું દાતરડું સરી ગયું તે નાક ઉપર આવવાથી નાક કપાઈ ગયું.

---

છપ્પો.

૧૧૪ નારી બહુ બળવંત, રહે પોઢી પુર પ્રીતે;
કરે અહાર અપાર, નહીં તે રૂડી રીતે;
પુંટળ આંખને કાન, બહુજોરાવર બોલે;
શત્રુ કેર સાલ, દેખિ તેને દુર ડોલે;
તે રાંજદ્વાર રોખે રહે, અજીત કહાવે આપમાં;
શૂરા પણ કાયર થાય છે, તે નારીના તાપમાં.
ઉત્તરઃ—તોપ.

---

૧૧૫ उच्छिष्टं शिव निर्माल्यं वमनं शव कर्पटम् ।
काक विष्टा समुत्पनःपञ्च तेति पवित्रका ॥

અર્થઃ—૧ ઉચ્છિષ્ટ એટલે બીજાએ એઠેલું અથવા મ્હોડું લગાડીને ખાતાં ખાતાં રહેવા દીધેલું; ૨. શિવ નિર્માલ્ય એટલે મા-હાદેવને માથે ચડી ઉતરેલું; ૩. ઓકેલું; ૪. મડદાનું લુગડું; અને ૫. કાગડાની હગારથી ઉત્પન્ન થયેલું; એ પાંચ વાંનાં પવિત્ર છે, એ પાંચ વાંનાં કયાં?

ઉત્તરઃ—૧. દૂધ; ૨. ગંગાજળ; ૩. મધ, ૪. હીરાગળ લૂ-ગડું અથવા મૃગ ચર્મ; અને ૫. પીંપળો, એ પાંચ વાંનાં પવિત્ર છે.

છપ્પો.

૧૧૬ અંતરિક્ષ નાર અનૂપ, તેહ ડોલાવી ડોલે;
મહોકમ ખાયે માર, બહૂ બકવા કરી બોલે;
મુખ વિણુ મોટું શીશ, જનોઇ કંઠે ઘાલે;
બાંધેલી બળવંતિ, મોજ મંદિરમાં માલે;
તે હસ્ત પ્રહારે જેહને, તે શોભાવે સર્વને;
શામળ કહે એ શમસ્યા કહો કે મૂકો મન ગર્વને.
ઉત્તરઃ—પીંજારાની તાંત.

---

૧૧૭ ત્રણ મુંખું ને તેર પગું, વળી નારી નામે નામ;

નર ઉપર નારી ચડે, ને કરે તાંણા તાણ.
ઉત્તરઃ—ગાય, વાછરડું, દોહનાર અને તરપાયો.

---

૧૧૮ શિર મોટું પણ ભારે નહીં, ઝાઝું રહે જળ માંહે;
પુછ મોટું છે તેનું પણ નહીં વાંદર કેહેવાય.
ઉત્તરઃ–કોશ અને વરત.

---

૧૧૯ કોણે હીમાળો સેવીઓ, કોણે સેવી આગ;
કોણે કરવત મુકાવીયાં, કઇ નારીને કાજ.
ઉત્તરઃ–કાથો, ચુનો, સોપારી, પાન.

---

## છપ્પો.

૧૨૦ મસ્તક મોટું હોય, મૂખ તેનું નવ દીઠું;
અન્ન નીર નવ સ્વાય, વદે અમૃતથી મીઠું;
પોઢાં પગને પેટ, પ્રીતથી પંચ પ્રમાણે;
રાજદ્વાર રહંત, કદી મોટા પરમાણે;
સારંગ નાંમ શોભીત છે, વરસે સારંગ વાણિયે;
સમજે સમસ્યા શામળ તણી, તે જશવંતા જાણીયે.
ઉત્તરઃ–તંબુરો.

---

૧૨૧ ત્રી અક્ષરનું નામ, પુરૂષની જાતિ કા'વે;
અંત આદ્ય બે મળી, શત્રુનું નામ જણાવે;
આદ્ય અંત બે મળે, જમણુમાં શુભ પરખાયે;
બીજો ત્રીજો મળી, કામીનું નામ જણાયે;
દૈવ તણાં દરબાર તો, તો શોભે તેથી તો નીતે;
પ્રિયા કહે મુજ પ્રશ્નનો, દો ઉત્તર પ્રીતમ પ્રીતે.
ઉત્તરઃ—
પુજા કરવી મંદીરે, પુરી આવી ઘેર;

જારી વજારી આવડે તો, જાજો વેશ્યા ઘેર;
રીપુ પસ્તાય ઘણો, જો ક્ષેમ કુશળ હોય;
ખરો જુંવાબ માનશો, તો નિશ્ચે પુજારી હોય.

---

છપ્પો.

૧૨૨ જાતાંતાં જણ બેજ, એક મરદ એક મેરી
એક આંબાનું વૃક્ષ, તે તળે અગણિત કેરી;
બે જણ બાંધી ગાંઠ, તહીં તે બાળા બોલે;
તમ પાસે બે ભાગ, એક મુજ પાસે તોલે;
તમ આગળથી એક પડી જડી તે મેં કીધી છે છતી;
બે સરખી થઈ તે સાથમાં, કહો કેરી કેટલી હતી.

ઉત્તરઃ- દોહરો.

છત જોતામાં છ હતી, એકે બાંધી ચાર;
એટલે ત્રણ ત્રણ થઇ પડી, પંડિત પ્રીછે પાર.

---

છપ્પો.

૧૨૩ ખટ પુરૂષે એક નાર, નાર ત્રણે નર જાણું;
સોળ નરે નર હોય, પરાક્રમિ તે પરમાણું;
બે પુરૂષે એક પુરૂષ, ભાગ દ્વાદશને નામે;
કરી વાયદો કંથ, ગયા ગુણવંતા ગામે;
વધતા તો વીશક વહી ગયા, વસ્યા તહાં કે વાટમા;
શામળ કહે છે તે સુંદરી, અતિ દીઠી ઉચાટમાં.

ઉત્તરઃ-છ ચોખાની રતી, ત્રણ રતીનો વાલ, સોળ વાલનો ગદિયાણો, બે ગદિયાણાનો તોલો, તોલાનો બારમો ભાગ માસો, એટલે મહિનો.

---

૧૨૪ અટક મટક ને રાતો ચટક,
ઉઠાવી ટાંટિયો, ને પેહેરિયે સટક.
ઉત્તરઃ—જોડો.

૧૨૫ (૧)થડ થોડાં ને ઉંલર ઘણાં, પાને ઝાઝાં લખ;
તે સજ્જન હાટે મુલવજો, જેને કાળજે ધોળા કાળા ને રાતા દંત.
(૨)ભીંતપર ભીંત કછ નારકી કળી,
સરબતકા ઘુંટ, મીસરીકી કળી.
ઉત્તરઃ—તડબુજ.

૧૨૬ એક નારીને નર ઘણા, તે સઘળા સાથે પ્રિત;
નારી પેહેલા નર ગયા, એ કીયા જન્મની રીત.
ઉત્તરઃ—જીભ ને દાંત.

---

છપ્પો.

૧૨૭ બસેં હાથની બાળ, કહું શી તેની કરણી;
પાંચ હાથનો પુરૂષ, પ્રીતથી તેને પરણી.
કામનિ વશ કરિ કંથ, બળ કરી બાંધી લીધો;
ત્યારે પામ્યો માન, કબુલ સૌ લોકે કીધો.
નર નારિ બીજાં તે ભોગવે, લંપટ કોઇએ નવ કહે;
કવિ શામળભટ સાચું કહે, રૂચિ સૌકોને નિત્ય રહે.
ઉત્તર.—ખાટલો અને ભરવાની પાટી.

---

૧૨૮ નાની ત્યારે નાનબાઈ, મોટી થઇ ત્યારે માન બાઇ; જાણે
ઝઝુમતા જુમખા ટાંગ્યા, કહે ઘરડી થઇને ઘુઘરાં બાંધ્યા.
ઉત્તરઃ—તુવેર.

---

૧૨૯ હું એક વખત મુસાફરી કરતો ચાલ્યો આવતો હતો તેવામાં એક નદી મારી નજરે પડી. ચોમાસાની રૂતુ હોવાથી નદીમાં પૂર આવેલું હતું. હું નદીને કાંઠે આવીને ઉભો રહ્યો તેવામાં એક છીપર આશરે દશ મણ તોલમાં હશે. આ જબરી છીપર નદીમાં તણાતી અને તરતી મેં મારી નજરે જોઇ હતી. એમ કેમ બન્યું હશે? એનું કારણ કહી શકશો?

ઉત્તરઃ—જે છીપર નદીમાં તરતી અને તણાતી જતી હતી

તે દશ મણની હશે તે વાત માનવાને હું જરા પણ ના પાડતો નથી. પાશેરનો પથરો પાણીમાં તરી શકે નહીં એ વાત સર્વના જાણવામાં છેજ, પણ આ છીપર તરવાનું કારણ એજ હસે કે—તેની નીચે તુંબડીના વેલા ઉગેલા હશે અને તુંબડાં પણ ઉગી ગયેલાં હશે. વેલા આખી છીપર ને વીંટાઇ રહી તેને દ્રઢ રીતે વળગી રહેલા અને એ તુંબડાં છીપરની નીચે હોવાથી, આ છીપર તરતી હશેજ.

૧૩૦ આવત જાવત કરત પોકારા, મુખ નહીં પણ દંતજ સારા;
બકરાકી માફક બડબડ ચાવે, ઓ નર પંડિત કોણ બતાવે.

ઉત્તરઃ—કરવત.

---

૧૩૧ પ્રભાતે ઉઠી નિંઘા કરે, પર મંદીર પેસી નીસરે,
પર સ્રીપર રાખે, આશ, તેનો થાયે વૈકુંઠ વાસ.

ઉત્તરઃ—તુલસી.

---

## છપ્પો.

૧૩૨ અગ્નિતણી બહુ આંચ, એક મરદે શિર માણી;
બીજે હીમે હાડ, ગાળ્યાં વરવાને રાણી;
ત્રીજે કરવત લીધ, કપાવી કષ્ટે કાયા;
ત્રણ પામ્યા એક નારિ, માનની ઉર માયા;
છે ત્રણ નામ તે નારિનાં, નપુંસક નરને મેરિયો.
કવિ સામળભટ સાચું કહે, લક્ષ્મીવંતની લહેરિયો.
ઊત્તરઃ—પાન, તંબોળ, નાગર, વેલ, ચુનો કાથો ને ફોફળ.

---

૧૩૩ તપેલામાં તપેલું માંહે કલંગી ઘોડો;
છોડાય તો છોડો નહીં તો બેઠા માથું ફોડો.

ઊત્તરઃ—તાળું.

---

૧૩૪ એક જણસમાં ત્રણ ગુણ, કોઈ ખાય, કોઈ પીએ, અને કોઇ લેછે નાસ, તેની જે નિંદા કરે, તેનું જાય સલા નાસ.

ઉત્તરઃ—તંબાકુ.

---

૧૩૫ જેની પોપટ સરખી પાંખ, હરણ જેવાં શિંગડાં, અને મનીશ સરખું મોડે, ઉંટ જેવા પગ તેના, ખેતર ખાતું દોડે.

ઉત્તરઃ—તીડ.

---

### છપ્પો.

૧૩૬ ભુવન અક્ષરનું નામ, નપુંસક જાતિ તે છે;
અતી ઘણું ગુણવાન, સૌ લોકો ઇચ્છે છે;
છેલ્લા દસકત દાબ, ઉપસર્ગ પાંસરો થાશે;
બીજો દસકત કાઢ, વેગથી નાસું થાશે;
પેહેલો અક્ષર વાંચો નહિં, તો મૃત્યુ સમે ગિત થાય છે.
ભુવન અક્ષર વાંચો અનુક્રમે, જળ ભરવાનું થાય છે.

ઉત્તરઃ—દોરડું.

---

### દોહરો.

૧૩૭ ગુણતાં હરખી સુંદરી, આપે કુલી અંગ;
વેલણ મુખ આગળ ધર્યું જેનો રૂડો રંગ;
પચ રંગે રંગ્યું ઘણું, બે પાસાં સમ તુલ્ય;
મેલ્યું પંથી આગળે, પ્રશ્ન કર્યું મહામૂલ્ય.
ટોચ કયી ને થડ કયું! સકું કાષ્ટ છે એહ;
તે રૂડું રંગેલ છે, કેમ ભાગે સંદેહ?

ઉત્તરઃ— **ચોપાઈ.**

**પંથી કહે સાંભળરે સતી, એમાં ઝાઝું અચરજ નથી;**
**સરિતામાં વેતું હોય નીર, વેતું મૂકો તેને તીર;**
**જે પાછળ રહે તે થડ જાણ, આગળ તે તો ટોચ પ્રમાણ;**
**પ્રગટ પારખું એમાં હોય; એમાં અચરજ ગણે ન કોય.**

## છપ્પો.

૧૩૮ ગોળ પુરૂષ ગુણવંત, દિઠો મેં ગામે ગામે;
દશ શિર મળતું નામ, નહીં રાવણ એ ઠામે.
એ થાએ અસવાર, ધરે વાહન શોભા તે;
ચતુર ચુકવે ન્યાય, પૂછે જો માનવ જાતે;
ત્યાં કોઇનું મહો રાખે નહીં, લાંચ કોઇની નવ લિયે;
શામળ કહે તે સતવાદિયો, દેખે તેવું કહિ દિયે.

ઉત્તરઃ—દશશેરો.

---

૧૩૯ (૧) તળાવ ભરાહે, હરણુ ખડા હે;
તળાવ સુક ગયા, હરણુ ભાગ ગયા.
(૨) અગર કુંડમાં નિપજે, ભમર કુંડમાં નાહે;
રાજા તારા દેશમાં ફુલ વેલાને ખાય.
(૩) ડુંગર ઉપર ડુંગરો, માંહે મુક્યું મસુક;
પેહેલી આવી કાકડી, ને પછી આવ્યાં ફુલ.
(૪) એક સમે એક નાર, પર ઘેર જઇ આવી;
છતો હતો ભરથાર, જઇ બિજી કરી આવી.
(૫) નદી કીનારે વેલ, વેલ ફુલ પાન નહીં;
મૃગ ચરી ચરી જાય, ઉવાકુ ચાંચ નહીં,
મારે ધનુષ ચડાય, ધનુષકુ પણછ નહીં;
મારન વાળો નંદલાલ, મારનવાળેકુ હાથ નહીં.
(૬) કોરો કનક સરીખડો, અને પુંછે પીતો નીર,
તે પઠાવું મારી મેડિયે, આવજો રાખી ધીર.
(૭) સોડ વિષે સંતાઇને આવ્યો, ભલો ભુવન મ્હારામાં આવ્યો;
[૧]સ્નેહવંત એ સદૈવ જીવો, શું સખિ સજ્જનના સખિ.
(૮) જામનિ સારી સાથે જાગ્યો, થતાં સવાર જવા એ લાગ્યો;
એનો વિરહ આનંદ ઉથાપક, શું સખિ સજ્જનના સખિ.

ઉત્તરઃ— દોહરો.

દિવસે મારે કામની, કુલમાં કરે ઉદ્યોત;
ઘેર ઘેર અજવાળું કરે, જુવતી દીપક જોત.

ઉત્તરઃ—દીવો અથવા દીપક.

**દોહરો.**

૧૪૦ જેહ સમારે તુજને, તેને સમારે તેહ,
તેથી મહોલ ઉચેરડા, સહિ એધાણી તેહ.

ઉત્તરઃ—

**દોહરો.**

શોભા દે સઉ લોકને, તેને ઉજવળ કામ;
શામા સમજાવ્યું તમે, ધોબી એનું નામ.

---

**ચોપાઈ.**

૧૪૧ બાર વરસાદનાં બાળક એજ, તે વેળા તેડાવ્યાં તેજ;
પેરાવ્યાં પટ ભૂષણ ઘણાં, રૂપ એઉનાં રામા તણાં.
એમાં છે એક નર ને નાર, ઓળખવો એનો આકાર.

ઉત્તરઃ— ચોપાંઇ.

ઉમર ઓળંગી ઘરમાં આવ, એ બે જણને ઘરમાં લાવ;
ડાબો પગ ઉપાડે જેહ, જાતે જુવતી જાણો તેહ;
જમણો ઉપાડે જે જાણ, પુરૂષ પારખું એજ પ્રમાણ.

---

૧૪૨ પગ વગર ડુંગર ચડે, મો, વગર ખડખાય,
રાજા પુછે રાણીને, એ ગોધો છે કે ગાય.

ઉત્તરઃ—દવ.

૧૪૩ (૧)શિયાળે કાળો, ઉન્હાળે પીળો, ચોમાસે લીલો, ડેંડું
બોલે ને ગરજે મેહ, કેણે કોનો તમાસો કહિયે તેહ.

(૨)મારે ફાળ પણ પગ નહીં, નહીં સસલો કે શ્વાન,
ડોક ઉંચી પણ ઉંટ નહીં. વાંદર કે હેવાન.

ઉત્તરઃ—દેડકો.

---

૧૪૪ (१)वने वसति को वीरो योऽस्थिमांस विवर्जितः ।
असिव त्कुरुते कार्यं कार्यं कृत्वा वनं गतः ॥

કોઈ એક એવો વીર છે કે તે પાણીમાં રહે છે અને હાડકાં અને માંસ વિનાનો છે. તરવારના જેવું કામ કરે છે અને કામ કરીને પાછો પાણીમાં જતો રહે છે. એ વીર કોણ?

ઉત્તરઃ—કુંભાર ચાક ઉપર વાસણનો ઘાટ તૈયાર કરે છે તેને વધારાની માટીથી જૂદો પાડી નીચે ઉતારવા સારૂં જે દોરાવતી તે ઘાટની નીચે કાપ મૂકે છે તે "દોરો" ઘાટને ચાક ઉપર કાપીને તરત તે દોરાને પાણીના કુંડામાં નાંખે છે અને બીજો ઘાટ તૈયાર થતા સુધી તેને તેમાંજ રહેવા દે છે; વળી બીજો ઘાટ તૈયાર થાય એટલે તે દોરો કુંડામાંથી લેઈ ઘાટને કાપી પાછો કુંડામાં નાંખી દે છે.

---

## ચોપાઇ.

૧૪૫ સરખા સરખી બે ઘોડલી, જુગતા જુગતી છે જોડલી;
એક માત એક પુત્રી હોય, તેનો મરમ બતાવો કોય?

ઉત્તરઃ— ચોપાઈ.

પંથી કહે વિચારજ કરશો, એતો મારા મનમાં વશો;
જળ પાવા સરોવર લેઇ જાઓ, વણ અસ્વારે પાણી પાઓ;
એને છૂટાં મેલો ત્યાંય, આવવા દો એને પુરમાંય;
આગળ ચાલી આવે ઘેર, જાણો તે જનનીની પેર;
પાછળ પાછળ ચાલી જાય, તે તેની પુત્રી કેહેવાય;
હરખ નારને ઉપજ્યો ઘણો, સંદેહ ભાગ્યો મનડા તણો.

---

૧૪૬ (૧)લાલીઓ ન ખાય, લાધીઓ ન પિયે;
અજાણતાં અડકે તો, કાળો ડામ દિયે.
(૨)હીરા સરખો ઉજળો, દેખી તો એક રાસ,
હું તને પુછું એ સખી, તારે ઘેર હોય તો લાવ.
(૩)અન રીપુ, તનરીપું, રીપુનો રીપુ જેહ;

સખી મુજ ઘર આવ્યા પરોણુલા, તુજ ઘેર હોય તો દે.
(૪)સુતો હતો જગાડિયો, તે જાગ્યા પછી મુઓ;
મારે ઘેર તો નહીં મળે, પર ઘેર હોય તો જુઓ.

ઉત્તરઃ--દેવતા.

---

૧૪૭ (૧)સાલ જોબન પેહેરે કર, મેં લાલ લાગમે જાના,
અચક દાણાં કચક દાંણાહે દીવાના.
(૨)સો કોટડી કે સો ખાના બીચ, મે રહેતા લાલ દીવાના,
ચલોજી પોપટ દરીએ જાના ચુન ચુન મોતી હાર ગુંથાના.

ઉત્તરઃ—દાડમ.

---

## દોહરા.

૧૪૮ વિદ્યાથી વધતું કયું? લક્ષ્મીથી શી લેહેર?
ચિરંજીવીથી જીવતું? પૂછું તેની પેર.
કાજળથી કાળું કયું? તમથી વાલું કાંણ?
કોણ દૂધથી ઉજળો? બોલ વખાણી વાણ.
નીરથકી નિર્મળ કવણ? કવણ તિમરથી ઘોર?
કવણ આભૂષણ હેમથી? કહો એજ અંકોર.
દાન થકી રૂડું કયું? પુણ્યથી કોણ પવિત્ર?
કોણ ભલો બ્રાહ્મણ થકી? મહિમા કહો તે મિત્ર.

ઉત્તરઃ—

વિક્રમ કહે વનિતા સુણો મૂળ વિચારો મર્મ,
સંદેહ મન શાને કરો, વરણી ધરીને ધર્મ.
વિવેક રૂડો વિદ્યા થકી, લક્ષ્મીથી રતી લેર,
જરા જીવે ચિરંજીવીથી, પ્રીછે રૂડી પેર.
કાળો કાજળથી કપૂત, તનથી વહાલી લાજ,
દાન દૂધથી ઉજળું, કુળ અજવાળાં કાજ.
નર્મોધ નિર્મળ નીરથી, અજ્ઞાન નિશાથી ઘોર,
ગુણ આભૂષણથી ઘણો, અધિકો એ અંકોર.

દાનથકી રૂડી દયા, પરમારથે પવિત્ર,
બ્રહ્મ ભલો બ્રાહ્મણથકી, મનસા વાચા મિત્ર.

---

## છપ્પો.

૧૪૯ પ્રમદા એક પ્રચંડ, અધર અવનિ પર રાચે;
ઉપર ઉભા બે ચાર, જેમ નચવે તમ નાચે.
જ્યમ હોય જેઠી મલ્લ, જોર ઝાઝેથી ઝૂઝે;
બોલે બોલ બલવંત, ધરા બાંધી ત્યાં ધ્રૂજે.
પાણી તો તેહ પિયે નહીં, અન્ન અલેખે ખાય છે;
વળિ ચરણ નથી પણ ચાંચ છે, એહું એનું સૌ ચહાય છે.
ઉત્તરઃ—જે વડે પુંવા ખંડાય છે તે ઢીંકણી.

---

૧૫૦ એક નારી છે નવ ભરથારી, બાર પુરૂષ ને બાળ કુંવારી,
સાત નર તેની સાથે ફરે, ચાર નરતો ચોકી કરે,
હરાડ ભાર શક્તી મેવો ચરે, ને એક નરની ઇચ્છા કરે.
ઉત્તરઃ—ધરતી.

૧૫૧ નીપટ ગરીબી નાવલી, કછુ રાખવો રંક બેહેવાર,
જેસાં બીજકો ચંદ્રમા, ઈઉ જગ કરત હે જુહાર.
ઉત્તરઃ—ધન.

---

## છપ્પો.

૧૫૨ કોણ તરણીથી તુચ્છ? કોણ મણીથી મોંઘો?
સોનાથી શોભે કોણ? કોણ કુસકાથી સોંઘો?
મેશથી મેલું કોણ? કોણ મદિરાથી માતો?
દૂધથી ઉજવળ કોણ? કોણ અગ્નિથી તાતો?
વળી કોણ વીંછીથી વેદના? કોણ સાકરથી છે ગળી?
કવિ શામળભટ સાચું કહે, ઉત્તર આપો મંડળી.
ઉત્તરઃ—
જાચક તૃણથી તુચ્છ, મહાગુણ મણીથી મોંઘો;

સોનાથી શોભે સપૂત, ગરજુ કુસકાથી સોંઘો,
મેશથી મેલું કલંક, અમલ મદિરાથી માતો,
દૂધથી ઉજવળ સુજશ, ક્રોધ અગ્નિથી તાતો,
કટુ વચન વીંછીથી વેદના, ગરજ સાકરથી ગળી,
કવિ શામળ કહે સત માનજો, ઉત્તર આપ્યો મંડળી.

---

૧૫૩ અધ બાવાની પાવડી, અર્ધ ઘોડાનો ખર,
અર્ધ બીજનો ચાંદલો, તો ચોથે અર્ધુ કોણ.
ઉત્તરઃ—ઘાંણીની ઘોસરી.

---

### દોહરો.

૧૫૪ (૧)એક નારી નિર્બલ રહે, ઘેર આવે નિરાશ,
તે વશ કોઇને નહીં, વશ થાયે જેમ દાસ.
(૨)નારિ એક નવ ખંડમાં, લાગે સૌને અંગ;
સબળાને નિર્બળ કરે, કરે રંગનો ભંગ.

ઉત્તરઃ—દોહરો.

સુલોચના કહે સત કહું, દિલે ન ધરશો દુઃખ,
શામા જે સમસ્યા કહી, ભૂંડી તે તો "ભૂખ."

---

### છપ્પો.

૧૫૫ એક માત સંતાન, નપુંસક ને એક નારી;
તે એનાં સંતાન, અલેખે અપરમ પારી.
નપુંસકનાં સંતાન, અરથ અધિકે નત્ર આવે;
વડે મૂળ વેચાય, ભૂપ જેવાને ભાવે.
બાળક જે તેની એનનાં, સર્વે અરથ તેથી સરે;
શામળ કહે પણ સોંઘાં સહુ, કોડિ કોડિ કરતાં ૫રે.
ઉત્તરઃ—સોનું અને માટી.

---

**છપ્પો.**

૧૫૬ એક રાયનો કુંવર લાવ્યો, મોતી મન જાણી;
હતી ચાર ઘર નાર, આવી તેમાં એક રાણી,
સરખા ચારે ભાગ કરે, વધતું એક મોતી,
તે સુદ્ધાં નિજ ભાગ, લેઇને ગઈ સોહંતી.
તેમજ પણ સરખા ભાગ પર, એક એક સૌએ લીધાં,
બાકી રહ્યાં તે રાયજી, ચારેને સરખાં દીધાં.

ઉત્તરઃ—દોહરો.

અડતાળીસે એકશઠ, મોતી હતાં તે મેળ,
એક એક વધતું વહેંચજો, ખરો હુનર એ ખેલ.

---

**દોહરો.**

૧૫૭ શામ નીલ ને પીત વળી, વસ્તુ શ્વેત વખાણ;
કહો એટલું કંથજી, જો છો ચતુર સુ જાણ.

ઉત્તરઃ—

શામતો કીકી આંખ્યની, શામ ભમર શુભ ભાગ;
શામતો અંજન આંજીયું, શામતો વેણિ નાગ.
લિલિ પેહેરી કંચુકી, નીલ કમળનું ફુલ;
નીલું કંકણ ચૂડલે, નીલું ત્રાજુ અમુલ્ય.
પીળું સુવર્ણ શોભતું, પીળી કેસર આડ;
પીળાં પટકુળ પેરિયાં, જોતાં મોહ પમાડ.
શ્વેત નેણ છે શોભિતાં, શ્વેત શશિ સમ મુખ;
શ્વેત હાર મોતિ તણાં, જોતાં ભાખે ભૂખ.

---

૧૫૮ (૧)वृक्षाग्रवासी नच पक्षि राज स्त्रिनेत्र धारी नच शूलपाणि।
त्वग्वस्त्र धारी नच सिद्ध योगी जलंच बिभ्रन्न घटा न मेघः॥

ઝાડની ટોચે રહે છે પણ તે પક્ષી નથી; ત્રણ આંખો તેને છે પણ તે શૂલ પાણી એટલે શંકર નથી; છાલનું વસ્ત્ર ધારણ કરનાર છે પણ તે ઘડો અથવા મેઘ નથી; ત્યારે તે શું ?

**છપ્પો.**

(૧)વૃક્ષ ઉપરે વાસ, માન પદવી છે મોટી;
જટા બિરાજે શીષ, ચારૂ તે ઉપર ચોટી,
ત્રણ નેત્રો તન માંહિ, નહીં શિવજીનો સંગે;
અમૃત સરખું નીર, નહીં ગુણવંતી ગંગે.
તે જગત જાગમાં જશ લિયે, ઓછવ મંગળમાં અતી;
છે નરમ હાડ કાચા કઠણુ, શામળ કહે શોધો સતી.

**દોહરો.**

(૩)જે મધ્યે ગંગા વહે, જટા ધરાવે શિશ;
નેત્ર ત્રણ્ય પણ તે કદી, નહિ ઉમિયા પતિ ઇશ.
(૪)ઉંચેથી પડયો કંડીઓ, કંડીઆને મારી ટેસ;
ચાલરે કંડીઆ આપણે ઘેર, તારૂં કાળજું કહાડી લેશ.

**છપ્પો.**

(૫)પાગ વિના એક પુરૂષ, શિશપર જટા બંધાવે;
મુખ મે મેવા ભરા નેત્રો જો ત્રણ કહાવે;
હાડ માંસ નહીં ઝીભ ઝીભ્યા બિન બડ બડ બોલે;
પુજે સબ સંસાર લેત દેતે કીતોલે;
કોઇ એક તોડે નાસકું, કોકુ દેવે હાથ;
કો જાવે પરદેશકુ તો દેતહી સકુનમે સાથ.
(૬)ઉંચે સરોવર નીચે જડ, તે પક્ષિ જાત ના પીએ;
પ્રીત તમારી હોય તો, હોંસથી મુજને દીએ.

ઉત્તરઃ-- દોહરો.

રાજા કહે શુણ સુંદરી, શું પૂછ્યું મુજ એહ;
તેં ભેદે કરિ ભાળવ્યાં, "શ્રીફળ" કહિયે તેહ.

ઉત્તરઃ-શ્રીફળ અથવા નાળિયેર.

---

**દોહરો.**

૧૫૯ એક નારિ સંસારમાં, રાય રંક ઘેર જાય;
જે ઉપર કરૂણા કરે, મૃતક તુલ્ય તે થાય.

ઉત્તરઃ—દોહરો.

સુલોચના કહે ધન્ય તું, કોઇના તુજ તોલ;
"નિદ્રા" તેનું નામ છે, બોલી તું જે બોલ.

---

### છપ્પો.

૧૬૦ જીવ વિનાનો સાપ, બેય પાસેથી સરખો;
જરાય મુખ નહિ ઝેર, પંડિતે તેને પરખ્યો,
નર નારીની કમર, રહે વીંટી તે વારૂં;
વસ્ત્ર તણે વિવેક, સુશોભા સઘળી સારૂ.
બે દર તેનાં બે પાસ છે, બહા ગયો દીઠો બહુ;
શામળ કહે સમસ્યા સેહેળ છે, શુણ્યા થકી સમજે સહુ,

ઉત્તર:—નાડું.

### છપ્પો.

૧૬૧ એક રાયને ઘેર ઘણા, હાથી ને ઘોડા;
ઊંટો હતાં અનેક બીજાં, તે સાથ સજોડા,
અઢી મણ હાથી ખાય, દોઢ મણ ઉંટ ભણી જે,
પાંચ શેર પ્રતિ અશ્વ, ગણિતમાં એમ ગણીજે,
સો સો મણ દાણો તિન વરે, શોભાવે તે સાથીઆ,
કેટલા અશ્વો ને ઉંટ છે, કહો કેટલા હાથીઆ.

ઉત્તર:—દોહરો.

અડતાળીસ તો અશ્વ છે, છતે ઉંટ છત્રી;
સોળજ શોભે હાથીઆ, રૂદે ન કરશો રીસ.

બીજો ઉત્તર:—દોહરો.

પૂરણ ઉંટ પંચાવના, પ્રોઢા હાથી પાંચ;
ચાળીસ અશ્વો ઓપતા, શામા એતો સાચ.

---

### છપ્પો.

૧૬૨. (૧) જળમાં રહિ જીવંત, નહીં મેડક નહિ મચ્છી;
ચારે દિશ ચાલંત, નહીં પશુ કે પહિ પક્ષી.
પગ વિણ વહે પ્રવાહ, પવન પણ વહિ નહિ પાણી;

લક્ષ્મી લીલા લેહેર, નહીં રાજા નહિ રાણી.
છે તત્વ તોલ તારણ તરણ, બુડતાંને રાખે બહૂ;
વળિ પાર ઉતારે પલકમાં, શામળ કહે સમજો સહૂ.
(૨) આશ્રિત જનને આપ ઉગારે, પકડે તેને પાર ઉતારે;
ભલો ભિતર ઉપકારી ભાવ, શું સખિ સજ્જનના સખિ+
(૩)કાકારે મેં કૌતક દિઠું, પુર પાણીમાં રમતું દિઠું; પાણી છે;
પણ પીતું નથી; ચાર છે પણ ચરતુ નથી; તે જનાવર મરતું નથી.

છપ્પો.

(૪)અતિશય મોટું મૂખ, બેય પાસાંથી સરખું;
એકજ સીંગ અનૂપ, વિના પાણી તે પરખ્યું,
લક્ષ હજારો લોક, સૌ રહે તેને શરણે;
નિરમળ સાથે નેહ, ચાલ ચાલે વર ચરણે.
સમસ્યા છે સાગર જેવડી, અકલવંત કહે આવડયું;
શામળ કવિ કહે છે શીખવું, નકી કહો જો નાવડયું.
ઉત્તરઃ—નાવ; હોડી, મછવો, વહાણ; નાવડું.

---

૧૬૩ ચાર થંભ થંભ તે થે, દો દીવે જલ તે થે, દો પંખે હલ તે થે, ચાર ભાઇ મીઠા સકર, દો ભાઇ સુકા લકડ, એક ભાઇ મખીઆં મારે.

ઉત્તરઃ—દૂધ દેતું જાનવર.

---

૧૬૪ પરભાતે લે છે પાંચ નામ, વૈષ્ણવ નરને નારી, તમામ નથી અજાણ, જોગી ને જતી, એ પાંચે નામ નારીઓ શતી.

ઉત્તરઃ—અહલ્યા, તારા, દ્રૌપતી, સીતા, મનોહરી.

---

છપ્પો.

૧૬૫ શીશ વિનાની નાર, મૂખ મોટું સુખ માણે;
ભોરિંગનો જે ભક્ષ, જમી તે ઝાઝું જાણે.
પલક ન રાખે પેટ, વળી ઉઠે વળિ બેસે;

પાતળું થઇને પેટ, તેહ પૃથ્વીમાં પેસે.
વાંકાં કઠ્ઠણને વશ કરે બળત્તાં બાળે બહૂ.
સમજ્યા કેડે તો સેહેલ છે, શામળ કહે શોધો સહૂ.

ઉત્તરઃ—ધમણ.

---

૧૬૬ (૧)નાસરે તું ન પગાં, શસ્ત્ર આવ્યું; તેં કેમ જાણ્યું મા-
થા વિનાના, નાકે નજળું વાગ્યું.

છપ્પો.

(૨)નપુંસક સરખું નામ, મહિપને મંદિર મહાલે;
નર નારી બે જોડ, ચડી વાહન તે ચાલે.
શાહ સુબા સુલતાન, માન પામે તે મહિમા;
ત્રિ વિધી પાડે ત્રાસ, શૂર સામદ ને સામા.
છાનું રાખ્યું તે નવ રહે, બોલાવ્યું બોલે બારણે;
શામળ કહે સમજે સુલક્ષણા, કવણ અર્થ તે કારણે.

ઉત્તરઃ—નગારૂં.

---

૧૬૭ રાધા ગઇ એક બાગમે, લાઇ ફુલ સ્વેત,
રાધા પુછત કૃષ્ણકું, કૃષ્ણ નામ નહીં દેત.

ઉત્તરઃ—તુંબડી.

દોહરો.

૧૬૮ પેલું મંગળ વર્તતાં, વનિતા બોલિ વાણ;
રાતિ વસ્તુ વખાણિયે, તમો છો ચતુર સુજાણ.

ઉત્તર—: દોહરો.

રાતિ પાની પગ તણી, રાતા અધર પ્રવાળ,
રાતો રંગ મજીઠનો, શુક નાસા પણ લાલ.

---

છપ્પો.

૧૬૯ સાઠ નારિએ[૧] નાર,[૨] નાર આઠે નર[૩] જાણું;
આઠ નરે નર[૪] એક, પુરૂષ એ ત્રીસ પ્રમાણું.

બાર પુરૂષ[5] બળવંત, એક નર[6] નરપતિ જેવો;
એવા નર દશ સહસ્ત્ર. તરલિલે ભોગવ્ય તેવો.
સ્વામી જે સત્યાવીશનો,[7] કશ્યેપ સુત જુગ જોગવે;
શુભ આશિષ શામળભટ ભણે, ભૂપતીનું સુખ ભોગવે.
ઉત્તરઃ—પળ,[1] ઘડી,[2] પહોર,[3] દિવસ,[4] માસ,[5] સંવત્સર,[6] ચંદ્ર,[7] સૂર્ય.[8]

---

૧૭૦ નરમાંથી એક નીપન્યું, ધર્યું નારી નીમળ નામ,
થઇ સરપ સરીખી ચાલતી, વરવા ખાવા વરને કામ.
ઉત્તરઃ—નદી.

**છપ્પો.**

૧૭૧ (૧)ભુવન અક્ષરનું નામ, વળી કે'તામાં તારી;
છેલો દસકત કાઢ, ધરૂં શિર શોભા સારી;
પેલા અક્ષર દાબ, ભાગ ત્રીશો દિન થાઉં;
બીજો દસકત કાઢ, મહિષી સુતા લખાઉં;
ભુવન અક્ષર વાંચો અનુક્રમે, શિરપર હેતેથી ધરો;
આ સમસ્યા સાર નિશ્ચય જડે, અધર ભાગ દશમો કરો.

**છપ્પો.**

(૨) [1]વૃક્ષ એકનાં [2]ડાળ, બાર ભલિ ભાત ભણીજે;
[3]પાખંડિ ત્રણસેં સાઠ, ગુણીજન જોઇ ગણીજે;
ચતુર જુવો ચોવીશ, સરસ [4]પળ તેને ફળિયાં;
એક વિશ સહસ્ત્ર છસેં, [5]પત્ર કવિ લોકે કળિયાં;
પણ ચોથ [6]ભાગ એ પત્રનો ગૃહસ્થ શિર શોભિત ઘણો;
તે આપે માગણને અધિક, વેણિદાસ રખિયલ તણો.
(૩)નર ઉપર નારી ચડે, જેથી શોભે દેહ;
હું તુજ પુછું પંડિતા, હોય ખબર તો કેહે.

**દોહરો.**

(૪)જૂનાગઢ ઉપર વસે, પંદર પળ કહે જેહ;

---

૧ વર્ષ, ૨ મહિનો, ૩ દિવસ, ૪ પખવાડિયાં, ૪ ઘડી, ૬ પાઘડી.

કંથ કરી થાપું તને, કહો અમને જો એહ.

ઉત્તરઃ—પાઘડી.

---

### દોહરો.

૧૭૨ નારિ બોલી નેહશું, જો છો ચતુર સુજાણ;
પાંચ "પ" વહાલા પુરૂષને, તેનાં કરો વખાણ.

ઉત્તરઃ— દોહરો.

પાન, પાઘ, ને પદ્મણી, પરિમળ ને પોશાગ;
પાંચે વહાલાં પુરૂષને, વળિ પૂછ સદ્ભાગ.

---

### છપ્પો.

૧૭૩ નહાની સરખી નાર, પાંચ મુખ તેને માથે;
ઉભી રહે અખંડ, શોભતી સજ્જન સાથે;
પાતળિ લાંબુ પેટ, નામ જોતામાં નારી;
જહાં બેસે જે જગો, કરે ત્યાં પ્રકાશ ભારી;
તે તેલ પિયે હરનીશ મુખે, બ્હાર જીભ કાઢે વડી;
સમસ્યા જે સમજે, સહજમાં, પ્રગટ પામશે પાઘડી.

ઉત્તરઃ—પીતળની દીવી.

---

૧૭૪ અલી બાહન બાહન ત્યાં લેનેકું મેં ગલી, સસી બાહન બાહન ત્યાં દેખી પીછિ ફરી, ભીમ સુત બડવાએ ભગ્ગો, રવી સુડન કર લગ્ગો ચક્ર સુતકો ભયો બિનાસ, ઉસ કારણ મેં ભયી ઉદાસ.

ઉત્તરઃ—ઘડા માટે.

---

### છપ્પો.

૧૭૫ અક્ષર ઉભય અખંડ, નામ નપુંસકમાં ભાસે;
જાહીર જીવન જગત, આખું આ વિશ્વ ઉપાસે.
એહ વિગર પળ એક, છેક નવ છતમાં રહિયે;

મેદનીનું મંડાણ, એક એમાંનો લહીએ;
છે અમૂલ્ય વણ મૂલે મળે, મેલ નિવારણ મલિનનો;
સમજે શઠ શું સમસ્યા વિષે, કયાસ કરે સુત કુલિનનો.

ઉત્તરઃ—પાણી.

છપ્પો.

૧૭૬ (૧)ભાત ભાતના રંગ, લિલો પીળો કે રાતો;
લોહ લકડ વૃક્ષ વેલ, રાવ રંક દુર્બલ માતો;
કનક કથિર મણિ રત્ન. મેર મોટમ તુચ્છ તરણાં;
જીવ જંતુ પશુ પક્ષિ, સંહનર હસ્તી હરણા;
વળિ જડ ચેતન નર નારિયો, લાયક જન લેખી લિયો;
શામળ કહે ચેતો ચતુર નર, એક રંગ સૌનો કિયો.
(૨) માથા કેરો ગોફણો, હઇયા કેરો હાર,
દીસ કરૂં દીકરો, રાતે કરૂં ભરથાર.
(૩)અચરત વાતોમાં નહીં મણાં, પશુ પક્ષીને માનવ ઘણા;
વૃક્ષ વેલને પર્વત ધામ, સ્થાવર જંગમ જીવ તમામ;
માણેક મોતી હિરા નંગ, એ સર્વેનો એકજ રંગ.
(૪)હાથ ચરણ મુખ નાસિકા, સાથે પંચ પસાય;
અન્ન ઉદક ખાયે નહીં, એ અમને કહો રાય.
(૫)જન્મ્યો ત્યારે દશ ગણો, જોબનમાં ઝંપાય;
વૃદ્ધ થતાં વાધે ઘણો, એ અમને કહો રાય.
ઉત્તરઃ—પડછાયો અથવા ઓળો.

છપ્પો.

૧૭૭ (૧) ચો મુખવાળા ચાર, પુત્ર પરાક્રમી પરખ્યા;
નકો ઉંચ કે નીચ, શોભિતા ચારે સરખા;
ચાર વચ્ચે બે નાર, પ્રીતની રીતે પરણ્યા;
બેય નપુસંક તંન, આઠ એ વેગે વરણ્યા;
થાય એકે અળગું આઠમાં, સાતે નહિ કામનાં;
નર એક થાય એ આઠથી, કહો અરથ એ નામન..

છપ્પો.

(૨) ચાર પુરૂષ પરમાણ, નેહે પરણ્યા બે નારી;
તેને બે નપુંસક તંન, વપૂએ જુઓ વિચારી.
એ આઠેનો ઠાઠ, પુરૂષ પરમાણો એકે;
નારે વિંધ્યો નર દેહ, સુખે નિહાળો નેકે;
તે લાગ કંથ કોડામણા, સ્થિર થાવર નિત્ય થોભશે;
કવિ સામળભટ સાચું કહે, સોળ સજ્યા તે શોભશે.
(૩) આઠ કડકે નર નિપજે, બે સ્ત્રી નર ચાર,
તેમાં બે નપુંસક છે, પંડિત કરો વિચાર.

ઉત્તરઃ—દોહરો.

ભોગીને મન ભાવતો, રામા સાથે રંગ;
પ્રથિપતિ કહે મેં પરખિયો, પ્રમદા નેહ "પલંગ."

ઉત્તરઃ—પલંગ અથવા ખાટલો.

---

છપ્પો.

૧૭૮ (૧) એક નાર મુખ દોય, ભૂપ સભામાં ભાળું;
ગોર વરણ મુખ એક, એક કુરૂપી કાળું;
નહીં હાથ પગ નહીં, ધણેરી તરતિલ તોલે;
મારે મ્હોકમ માર, બૂમ પાડી તે બોલે;
વળિ ભુંડું અન્ન ભાવે નહીં, કાચું કચર્યું ભ્રખ કરે;
ડાહ્યા દાતા મનમાં ધરે, મહિપતિ કેરાં મન હરે.
(૨)ભગતની ગત ભગત જાણે, આઘે હોય તો પાસે તાણે.
પાસે તાંણી કરે નાગી, હરી ભજનની લેહે લાગી.
(૩)લાકડાનો બકરો, પાશેર આટો ખાય;
એક તમાચો મારે તો બડ બડ કરતો જાય.

ઉત્તરઃ—પખાજ.

---

છપ્પો.

૧૭૯ (૧)ચતુર ચેત મુખ ચાર, નહીં બ્રહ્મા બ્રહ્માણી;

વૃષભા રૂઢ વાહન, નહીં રૂદ્રે રૂદ્રાણી;
જળ પૂરણ જશવંત, નહીં જન વાણ નવાણી;
સેવક શોભે સાથ, નહીં રાજા કે રાણી;
એ અકલવંત અંતર ધરો, શું વળિ વળી વખાણિયે;
છે સમસ્યા કવિ શામળ તણી, જશવંતા જન જાણિયે.

દોહરો.

(૨)વૃષ વાહન પણ શિવ નહીં, નહિ બ્રહ્મા મુખ ચાર;
જળ પૂરણ સરોવર નહીં, જાતે જોતાં નાર.

ઉત્તર:—પાણીની પખાલ.

---

છપ્પો.

૧૮૦ પંખણિ એક પ્રમાણ, કોડથી નારિ કહાવે;
જ્યાં મોકલિયે જાય, આપ તેડાવી આવે;
ઉડે તે આકાશ, નહી સમળી નહિ ગરજાણ;
સુત સહિત શોભંત, નહીં દાઇ કે દરજણ;
ગંભીર ઘોષથી ગરજતી, ધજા ફરૂકે બારણે;
શામળ કહે શાણા સમજજો, કવણ નાર તે કારણે.

ઉત્તર:—પડાઈ.

---

૧૮૧ દેખીતો લાગ્યો બે ડોળ, અંતર ખોલ્યે બણ્યો અમોલ;
શું કહું સ્વાદ લીધો મેં રસ કસ, શું સખિ સજ્જનના સખિ

ઉત્તર:—ફણસ.

---

૧૮૨ ડોસો થઈને કેડ બાંધે, ખેતર ખળે સુએ; તે જાનવરોને ખાવા સરખો, દુનિયા સઘળી જુએ.

ઉત્તર:—કડબનો પુળો.

---

૧૮૩ (૧)આપ હીલે, મોહે હીલાવે, ઇયાકા હીલનો મોરે મન ભાવે, હીલા હુલાકર છાતીપર રખા, કહો સખી સજ્જનના સખી.

(૨)માસ છ માસે મુજ ગ્રહ આવે, આપ હલે ને મુને હલાવે;
નામ આપતાં આવે શંકા, શું સખિ સજ્જનના સખિ +
ઉત્તરઃ—પંખો.

૧૮૪ આવ્યો સોદાગર એક, માલ લાખેણો લાવ્યો;
ગરથ કમાવા કાજ, ભલો સૌ જનને ભાવ્યો;
હય હાથી સુખ પાલ, લક્ષધા લાખે લેખે;
જેને જેનું કામ, દૃષ્ટિયે દુનિયાં દેખે;
પુછિ તેજ ઘડીને તે દિવસ, રહ્યો ન પૈસે રોકડો.
ઉત્તરઃ—માટીનાં રમકડાં પડ્યાથી ભાગી ગયાં.

---

૧૮૫ (૧) બાંધે તો બંધાય નહીં, અને ઝાલે તો સહવાય નહીં, તે પોલી જગામાં રહે છે, શાણા તમે સમજજો તેથી જીવ જીવે ને મરે છે.

(૨) રાત દીવસ એ આવ્યા કરે, એસું હું ખુલ્લે બારણે;
એનો હર્ષ બતાવું ક્યાંય, શું સખિ સજ્જનના સખિ;
ઉત્તરઃ—પવન.

---

## દોહરો.

૧૮૬ (૧) ભણે પણ પંડિત નહીં, ગોખ્યો પણ નહીં ચોર,
ચતુર હોય તો ચેતજો, મધુરો પણ નહીં મોર.
(૨) સુણી વાણી રાખ્યો ઉમંગે, આશક થઇ હું સુંદર રંગે;
ઉર કરિ ઘાય ગયો દઈ ચુક, શું સખિ સજ્જનના સખિ;
ઉત્તરઃ—પોપટ. ક્યા સુક.

---

૧૮૭ ત્રણ તસુનું લાકડું, ચડયું સુતારી હાથ, તેના કીધા ૩૬૦ રેંટિયા. ૧૨ ઘાંણી ને ૬૪ લાટ, અને વધે તેટલું પાછું આપ.
ઉત્તરઃ—વરસના કાળ, મહીના, પક્ષ, દિવસ.

---

૧૮૮ એક નાર છે વીશ ભરથારી, તે વીશેનું એકજ નામ;

ચતુર હોય તો ચેતજો, નહિતો ભમશો ગામે ગામ.

ઉત્તરઃ—પાંચ શેરી.

૧૮૯ નહીં સગો ને સહોદરો, રૂડો દેખી રોઇ;
બાપનો બનેવી તે મારો સગો નણદોઈ.

ઉત્તરઃ—કુઓ.

છપ્પો.

૧૯૦ (૧) બાગ વચો વચ વાસ, વૃક્ષ તેને નહીં જાણો;
શિર જળ સરિતા વહે, નહિ શિવજી પરમાણો.
ચો પાસે જળ હોય, બેટ તેને નવ કહીએ;
શોખી જન સહુ મળી, તેની પાસે જઈએ.
વળી ઉષ્ણ રૂતુમાં તેહની, સર્વે લોક ઇચ્છા કરે;
તે નર તણું નામ બતાવવા, ચતુર નરો હિંમત ધરે.
(૨) મારે મૂખ થકી પિચકારી, રેલ ઉડાવે રસની સારી;
જીવન જાણિ ગણ્યો મેં પ્યારો, શું સખિ સજ્જનના સખિ.

ઉત્તરઃ—ફુઆરો.

---

છપ્પો.

૧૯૧ (૧) સુકે કા ફળ બાગ, તેની શોભા છે સારી;
ત્રણ અક્ષરમાં તોલ, નામ કહેતામાં નારી;
લાંબી પાતળી લાંઠ, કલંક કાયામાં કુડી;
જુવાનિનું છે જોર, બહુજન કહે છે બુડી;
ઝાઝું તે ફળમાં ઝેર છે, ચપળ લોક શું ચાયે છે;
શામળ તે ફળ આરોગતાં, જન જમ લોકે જાય છે.
(૨) એક તમાસો દેખો ચલ, સુકી લાકડી લાગા ફળ;
ઓ ફળ કોઇ ખાય, કબીન પિછા ધરકું જાય.

ઉત્તરઃ—બરછી.

૧૯૨ (૧) એક નારી અનુપમ દીઠી, પાંચ પુરૂષ લેઇ ઘરમાં પેઠી;
બત્રીસ પુરૂષે ભીડી બાથ, નારી થઇ મરણ ઘાત;
મરતી મરતી મચકો કરે, તેમ તેમ રૂપ અનુપમ ધરે.

(૨) મીન મેષ મીથુન સે મળી, કુંભરાસી ઉપર ધરી;
વરખ રાસી ઉનાકા નામ, .કહો પંડિત કે છોડો ગાપ.

ઉત્તરઃ—બીડી.

**દોહરો.**

૧૯૩ નારિ ઉપર બે નર ચડયા; .તેહ તળે બે નાર;
કહી બતાવો કામની, પૂછે રાજ કુંમાર.

ઉત્તરઃ—ઉઢાણી, ગાદી, ઉપર બે ઘડા.

**છપ્પો.**

૧૯૪ ભુવન અક્ષરતું નામ, મરદ જાતીમાં પોતે;
બીજો પેહેલો મળી, શરિર અવયવ છે જો તે;
પે'લો ત્રીજો મળી, નામ તેનું છે ખોજો;
બીજો ત્રીજો મળી પ્રજાપતિ ઘોડો જોજો;
બધા અક્ષર મળે અનુક્રમે, ખોરાક નિશ્ચય થશે;
મૂરખ ગોથાં ખાઈ મરે, ચતૂર હશે તે સમજશે.

ઉત્તરઃ—ભાખર.

---

૧૯૫ અચક દાણાં કચક-દાંણા, દાંણા હે દીવાંના;
શોખિયોની ટોળીમાં, છે રાજાને પીવાના.

ઉત્તરઃ—ભાંગદાંણા.

---

૧૯૬ (૧)રસનો ભોગી રૂડો કહે, શિરપર મારા ભમતો રહે;
દેખી એને હું થઈ દંગ, શું સખિ સજ્જનના સખિ +
(૨)પીળો પણ પોપટ નહીં, કાળો પણ નહીં નાગ;
પાંખો પણ પંખી નહીં, ઉડે પણ નહીં કાગ.

ઉત્તરઃ—ભમરો—અથવા ભૃંગ.

---

**છપ્પો.**

૧૯૭ પાંચ અક્ષરે નામ, હોય પુરૂષની જાતી;
અંત વરણુ બે મળે, દેવ સંજ્ઞા સમજાતી;

આદ્ય વરણ એ મળે, ધરા તેથી સમજાએ;
ત્રીજો પેહેલો મળી, વેદ એક પરખાએ;
અસુર જાતીમાં ઉતપતી, પતી પ્રશ્ન પૂછું અમો;
શક્તીએ શક્તી ધરી, હણ્યો કવણ તે કો તમો.

ઉત્તરઃ—મહીસાસૂર.

---

૧૯૮ (૧)રાતો નર.ઘેલીઓ, ઘુમરી ખાતો જાય;
તે નરને બાંધ્યો નારીએ, તે છુટયો કેમ જાય.

છપ્પો.

(૨) નર જાતીનું નામ, કામમાં સારો કીધો;
બ્રહ્મા નામે નામ, તેના ઘરથી લીધો;
તેહ અપાર અશુદ્ધ, અને વળી અતિશય એંઠો;
શુદ્ધ થવાને કાજ, તેહ અગ્નિમાં પેઠો;
વળી કિંમત તેની સૌ મળી, કરી ત્રણ પાઈ રોકડી;
સ્મશાન તેનો વધ કરી, છેવટ મૂકે પોકડી.

ઉત્તરઃ—ઘડો અથવા મોરિયો.

---

૧૯૯ (૧)ગોળ મટોળ મને તો ગમે, રમણાઓના હૃદયે રમે;
શીતળ ને સુખદાયક જ્યોતી, શું સખિ સજ્જનના સખિ.
(૨)માતા તો જળમાં વસે, પીતા વસે આકાશ;
કહો તો જુનાં મોકલું, અને નવાં તો આસો માસ.

છપ્પો.

(૩)કણ રૂડા કહેવાય, જમે નહિ જન પણ કોઇ;
મરદ વધારે માન, માનની રહે મન મોહી;
સાર ગણે સંસાર, ભૂપ પણ ગણે ભલાઇ;
અતિશે ઉજવળ અંગ, સંગ શોભીત સદાઇ;
ગોળાકારે ગુણવંત છે, પ્રસન્ન મન પૂરણ કરે;
જો સ્વામી શીઘ્ર તે લાવશો, શામળ કહે સોળેસરે.
(૪)જેને થડ પવન નહીં સંચરે, અને છાયે ન બેસે કોઇ;

તે વૃક્ષ ફળ મોકલાવજો, કે જે દીઠે મનડું મોહે.

ઉત્તરઃ—મોતી.

---

### દોહરો.

૨૦૦ જુગતું બોલ્યા જાણિતા, લાગી મનશું રાજ્ય;
પાંચ કક્કા નથી તુજ કને, તે તું કહી દેખાડ્ય.

ઉત્તરઃ— દોહરો.

કુડ, કપટ, કુલક્ષણો, કુડી જાત, કુનારિ;
એ પાંચે નથી મુજ કને, સાંભળ રાજ કુમારિ.

---

### છપ્પો.

૨૦૧ ગુણમય ગોળાકાર, અધિક અમૃતનો ભરિયો;
સ્ત્રીઓ સહસ્ર દશ વીશ, કબુલ તે નરને કરિયો;
જો કોઇ પાસે જાય, નાર દુઃખ તેને દેછે;
અહો નિશ આઠે જામ, અધર રસ તેનો લે છે;
તે નરને મારે પારધી, રૂધિર સરવ જન ખાય છે;
શામળ કહે માંસ રૂધિર સદા, ચૌટામાં વેચાય છે.

ઉત્તરઃ—મધપૂડો.

---

૨૦૨ (૧) ઉનાળે શિયાળે નિપજે, ચોમાસે જડ જાય,
નહીં થડને ડાળ પાંખડી, તે વણુ હરાડે ખાય.

### છપ્પો.

(૨) વૃક્ષ નહીં નહિ વેલ, નહીં પત્રે નહિ ફુલે;
નહીં બીજ વાવેલ, કહે કણુ અતી અમૂલ્યે;
ગુણ જશ અપરમ પાર, દેશ બાધામાં દીઠો;
દેવ દનુંજ નૃપ રંક, ગણે અમૃતથી મીઠો;
છે મોંઘા ગુણ મોતી થકી, સોંઘામાં સોંઘો સદા;
કવિ શામળ કહે શોધી જુઓ, કોઈએ નવ તજીયો કદા.

ઉત્તરઃ—લવણુ અથવા મીઠું.

૨૦૩ (૧) ભમર કટારી વાંકડી, ભમરાળી છો ભાત;
નારી વડે નારી ધ્રુજે, તેની કહોને વાત.

છપ્પો.

(૨) શામા છે શામળી, સ્વરૂપે પણ સોહંતી;
ભમરાળી ભરપૂર, મરદ મોટમ મોહંતી;
વપૂ વરણાગણી વેશ, વળી વળ વાળી વંકી;
દુશમન ગંજણ દાખ, સાર શોભિત સિંહ લંકી;
તે નાર વડે નર શોભશે, તે વિણ મુખ લજામણાં;
કહે શામળ એ સમસ્યા કહો, ભલિ રીતે લેઉ ભામણાં.

દોહરો.

(૩)મુખ મંડણ પુરૂષો તણું, દુશમન નગણે જેહ;
નાર વડે નર જાણિયે, અમ આગળ કહો એહ.

ઉત્તરઃ—મૂચ્છ.

---

છપ્પો.

૨૦૪ એક નાર ખટ ચરણ, પાંખ વાળી રસ રાચે;
જાત જોરાવર જાણ, વદનથી અમૃત સાંચે;
ઉત્તમ અધમ આહાર, ઉંચ નીચે જઇ પેસે;
દિવસે તે દેખંત, નિશા અંધી થઇ બેસે;
કોઇ એની આભડ છેટને, ગણે નહીં ભમતાં ભવન;
સમજ્યા કેડે તો સહેલ છે, કહો નાર એતે કવણ.

ઉત્તરઃ—માંખી.

૨૦૫ (૧)આઠ આંગળનો આઠિયો, નીમાળામાં રહે.
લોક જાણે કે ભાંડ છે, પણ તે ખાવા સરખું છે.
(૨)હરીથી મન ભરીથી, નવ લાખ મોતી જડીતી,
રાજાજી કે બાગમે, શાલો હોડ કર ખડીથી.
(૩)જ્યારે હું હતી બાળી ભોળી, ત્યારે પેહેરી હરીઆળી ચોળી,
પણ જ્યારે થઇ હું સોરંગી દલાલ, ત્યારે પેહેર્યો મોતીયનકો હાર.

ઉત્તરઃ—મકાઇ.

**દોહરો.**

૨૦૬ જેને દિઠે જગ મોહે, તેનું છેદે શિશ,
તેને ઘેર થઈ આવજો, રવિ આથમતે દીશ.

ઉત્તરઃ—દોહરો.

નિર્મળ વાડી વનસ્પતિ, નિર્મળ નીરશું નેહ;
પુષ્પો વિણે પ્રીતશું, "માળી" મંદિર તેહ.

---

૨૦૭ સમી સાંજે વાવીયું અને ઉગ્યું માઝમ રાત;
પરોડીએ ઉઠી વીણી લીધું, તેનો પંડિત કરો વિચાર.

ઉત્તરઃ—માંખણ.

---

૨૦૮ ઇતની તલ જીતની, તું કડવે બોલ ન બોલ,
તેરા રંગ હે નારંગી, તું હસકે ગુંઘટ ખોલ.

ઉત્તરઃ—મેંદી.

---

૨૦૯ (૧)*કળાવાન ને કાંતીદાર, મુજ આંગણે કરે લલકાર;
શિખિ આવ્યો છે સુંદર શોર, શું સખિ સજ્જનના સખી.
(૨)જેને ખાધે વિષ ચડે, તેને જે કોઇ ખાય;
તે મેલું મુજ બારણે, એ એંધાણી રાય.
(૩) નર અક રૂપે રૂડલો, સાદે સજીઓ જે;
કામ નહીં જાગે તેહને, અમને કહોની તે.

ઉત્તરઃ—**દોહરો.**

ગિરિ શિખરે વાસો વસે, ગાજંતે ઘનઘોર;
પરમેશ્વર મસ્તક ધરે, માનનિ એતો "મોર"

ઉત્તરઃ—મોર.

---

**દોહરો.**

૨૧૦ **૧સત નર બાંધ્યા સામટા, નાર કેહેવાણી જેહ;**

---

* સ્તન ઉપર લેપ કરવામાં આવે છે.

રક્ષા કારણ હાથ ગ્રહુ, સાચે મનથી તેહ.

**દોહરો.**

૨ શત આઠ પરોવ્યા, શુળીયે, નારી કહાવે નામ.
હાથમાં રાખિશ હેતથી, જુગતે આઠે જામ.

ઉત્તરઃ—**દોહરો.**

હોય ખરૂ મન તો મળે, ઇસ્વર આપો આપ;
માનનિ તેં "માળા" કહી, જપતાં છુટે પાપ.

ઉત્તરઃ—માળા.

૨૧૧ નર ઉપર નર ચડે, નરે ઝાલી નાર,
નારીએ નર ફેરવ્યો, પંડિત કરો વિચાર.

ઉત્તરઃ—ખેતરનો માળો.

---

૨૧૨ તીખાં ખારાં તમતમાં, કેવડા સરખાં પાન,
આ વખાણું જે કહે, તેને ઘટે છે માન.

ઉત્તરઃ—મુળા.

---

**છપ્પો.**

૨૧૩ પ્રથમ પાણિ કે પવન, પ્રથમ ક્ષીતી કે ખગ્ગા;
પ્રથમ બીજ કે વૃક્ષ, પ્રથમ ઔષધિ કે અગ્ગા;
ઘણ કે એરણ પ્રથમ, પ્રથમ મરદજ કે મેરી;
પ્રથમ વૃષ્ટિ કે સૃષ્ટિ, પ્રથમ આંબો કે કેરી;
વિદ્યા કે વિપ્ર પ્રથમ કહો, પ્રથમ દિવસ કે જામની;
શામળ કહે જાણો તો કહો, પ્રથમ કંથ કે કામની.

ઉત્તરઃ—

**નહિ પાણી કે પવન, નહી ક્ષિતી કે નહિ ખગ્ગા;**
**નહીં બીજ કે વૃક્ષ, નહીં ઔષધિ કે અગ્ગા;**
**નહીં એરણ ઘણ નહીં, મરદ કે નહિ નહિ મેરી;**
**નહીં વૃષ્ટિ કે સૃષ્ટિ, નહિં આંબો કે કેરી;**
**નહિ વિદ્યા કે નહિ વિપ્રપણુ, નહી દીવસ કે જામની;**

શામળ કવિ કહે છે સમજજો, કંથનિ સાથે કામની.

---

૨૧૪ લાલ લાલ લાકડી, પતંગ લાલ ઘોડા,
કાછિયાની વાડીમાં કુતરાના તોલાં.
ઉત્તરઃ—મરચાં.

---

૨૧૫ (૧)ઇંદીરા સુત કામદેવ, વિષધૃર દિયો જલાય.
મોહ્યા મોહીની રૂપમે, કાનન પાર ન પાય.

**દોહરો.**

(૨)સિંધુ–સુતા પતિનો તનુજ, તેનો રિપુ કહેવાય;
તે પ્રસન્ન તમને સદા, રહેજો રૂડા રાય.
ઉત્તરઃ-વિષ્ણુનો પુત્ર કામદેવ તેનો રિપુ શિવ અથવા માહાદેવ.

---

૨૧૬ એક દીન જમુનાં તૃઠ ગયે, રાધા અરૂ ભગવાન;
કર જોડી બિનતી કરે, મેને છોડે પ્રભુ ગુમાન.
તબ હસી મન બિચાર રહે, મન સમજી ચતુર સુજાણ;
હે પ્યારી મેને આંજ દિયો, તોહી કુશળ કલ્યાણ.
ઉત્તરઃ—મોક્ષ.

---

**છપ્પો.**

૨૧૭ નર જાતિમાં નામ, ભુવન અક્ષરનો પોતે;
ઉપવિત ધાલે અંગ, વિપ્ર તે તો નવ જોતે;
પાંખાળો નર તેહ, પક્ષિ તેને નવ જાણો;
બાંધેલો છે તેહ, ચોર તે નવ પ્રમાણો;
તે અહો નિશ બાંધે પાઘડી, બિજા કામપર નવ ધસે;
હાથ પાય તેને નહિ, સ્ત્રીઓ કેરે મન વસે.
ઉત્તરઃ—રેંટીઓ.

---

૨૧૮ નેન અઢારે, શિશ નવ, ખટ ચરણ, ભુજ ચાર,

તીન લોક તેને નમે, પંડિત કરો વિચાર.

ઉત્તરઃ—સૂર્યનો રથ.

છપ્પો.

૨૧૯ પ્રતાપવંતો પુરૂષ, જનોઈ અંગ ધરે છે;
પ્રૌઢ પેખિયે પેટ, શિંગ એક શીશ સરે છે;
ચરતો સાતે ચાંચ, કોટિધા નૃત્ય કરે છે;
બાળક તેડયું બાંહ્ય, ઠામ ને ઠામ ઠરે છે;
ફરિ જાણે છે તે ફુદડી, ઘોર સ્વરે ગુણુ ગાય છે;
શામળ કહે તેના સંગથી, વધતે મુલ વેચાય છે.

ઉત્તરઃ—રેશમનો રેંટિયો.

---

૨૨૦ ઉંચેથી પડી પણ ભાગી નહીં, અને કડકા થયા ચાર;
વગર પાંખે ઉડી ગઈ, તમો તેનો કરો વિચાર.

ઉત્તરઃ—રાત.

---

૨૨૧ કાથો, ચુનો, સોપારી, પાન, નર નારીને બાવીસ કાન,
એ વાતનો નિવેડો કરો, પછીથી બીડી મુખમાં ધરો.

ઉત્તરઃ—રાવણુ મનોહરી.

---

૨૨૨ પંચ પુંછ બાવીસ ચરણુ, ખટ ભુજા શીશ સાત,
તીન લોક ઉવાકુ નમે, સોઇ જગત વિખ્યાત.

ઉત્તરઃ—અરજુનનો રથ.

---

છપ્પો.

૨૨૩ બે અક્ષરનો બોલ, નામ સ્ત્રી જાતી નિરખ્યો;
પહોળું પેટ પ્રચંડ, ચાર પદ તેના પરખો;
પ્રૌઢી જેની પીઠ, રાજ્ય દરબારે દીઠી;
નાનું જેનું વદન, સદન સુખનું થઇ બેઠી;
એ બારે માસ બેસી રહે, ખાય પિયે નવ ખાંતથી;

સમજે શાણા સમસ્યા સહજ, જડ નવ જાણે જાતથી.

ઉત્તર:—લખવાની મેજ.

---

૨૨૪ આઠ રતી એક માસ, ઓર માસ અગીઆર કો થયો, પાવકે ઉપન્યો, જન નેન ભરસભકો દેખે, હે ન જીવ જીવ પૌં બિન ભટકત હે દુની કવિજન ઈઉંકર કહે અર્થ કરો પંડિત ગુની.

ઉત્તર:—રૂપૈઓ.

---

## દોહરો.

૨૨૫ નિત્યે પાવક પરજળે, મૃત સજીવન થાય;
કામની પુછે કંથને, એ કહોનું ઘર કહેવાય.

ઉત્તર:— દોહરો.

અગ્નિ થકી લોઢું ગળે, જીવતી ધમણો સાર;
મંદિર કહ્યું તે માનની, લક્ષ વસા "લોહાર".

---

૨૨૬ સુતા જગાડે સવારમાં, શબ્દ કુકરે કુક કરે છે;
નામ ઠામ હોય જાણવું, તે માતા મંદિર રહે છે.

ઉત્તર:—મરઘો.

---

૨૨૭ રામ જાજો ચૌટડે, લાવજો હરધર ને હીર, પણ એક વ. સાણું એવું લાવજો કે જેને માથે ચાર શિંગ.

ઉત્તર:—લવીંગ.

---

૨૨૮ દધી સુત દધી સુતને પીઓ, દધી સુત વેગે બોલાય;
દધી સુતા જો આવે નહી, તો દધી સુતકો જીવ જાય.

ઉત્તર:—લક્ષ્મી.

---

## દોહરો.

૨૨૯ ત્રણ અક્ષરનું નામ છે, જેહ જરૂરનો જાણ;

છેલ્લા બે અક્ષર થકી, લખત નામ પ્રમાણ; ૧
નહીં જાવા દે એહને, એ બે તું હે નાર;
પશ્ચાતાપ પાછળ થશે, પણ એ તો જાનાર. ૨

ઉત્તરઃ—વખત.

---

૨૩૦ (૧)નારીએ એક નર ગળ્યો, શોભે તેથી રાય,
તે સ્ત્રી આપ પરવરો, મહીપત રોજ મેળાવો થાય.

છપ્પો.

(૨)બાળા અક્ષર બેજ, નાર નીચી ને નાની;
નહિ કર પદ નહિ નેન, સરવ કોને મન માની;
નારિ સાથે નેહ, રહે નારિને સંગે;
ઉદર એહને ગર્ભ, રાચે સૌ તેને રંગે;
તે નારી નારીને ગળે, તો દશ રૂડી દીપશે;
શૃંગાર સોળમાં શોભશે, તો જશ તારો જીતશે.

ઉત્તરઃ—વીંટી હીરા સુધાં.

---

૨૩૧ (૧)તાંણો તાંણો તક તાંણો, તુંણો મજકા ડેરા;
હાથી ઉપર ઘંટ વાગે, દેખ તમાસા મેરા.

છપ્પો.

(૨)ભર્યું નારીમાં નીર, પુરૂષ એક પીવા સાંધ્યો;
બે નારિયે બળવંત, અવળા સવળી બાંધ્યો;
અવનીથી અંતરિક્ષ, નાર નચવે ત્યમ નાચે;
વારૂ ઉત્તમ વંશ, રિદ્ધિ રૂડીથી રાચે;
પરભાતિ રાગ રૂડે સ્વરે, ગુણ રૂડેરા ગાય છે;
શામળ કહે ઘેર શ્રીમંતને, જરૂર એહ જણાય છે.

ઉત્તરઃ—વલોણું.

---

૨૩૨ (૧)એક વડને ત્રણ થડ ને થડે થડે ભુજ ચાર,
ભુજે ભુજે ત્રાસ આંગળાં, અને આંગળિયે નખ આઠ;

નખે નખે લીસ ફુમતાં, ને ફુમતડે પાંખડિયો સાઠ;
એ સરવ મળીને એક છે, તે પંડિત વિચારો વાત.

### છપ્પો.

(૨)પુરૂષ એક વત્ર વૃધ, ખરિ તેને ખટ નારિ;
તેને બે બે તનુજ, તનુજને સુંદરિ સારી;
એક શ્વેત એક શામ, પુત્ર પછી તેના ઝાઝા;
પંદર પંદર પ્રમાણુ, તેહ વળી કહિયે તાજા;
જે નામ માતનો નાશ છે, કોડ શાસ્ત્ર કહે છે કથી;
પણુ શામળ એ પરિવારનો, નાશ કોઇ કાળે નથી.
ઉત્તરઃ—સંવત્સર અથવા વર્ષ.

---

### દોહરો.

૨૩૩ રંક વરણુ અરાડમાં, જે વડે છાજે રાજ,
કહો ઉત્તર ધીરજ રાખીને, કોણુ હશે તે જાત,
ઉત્તરઃ—દોહરો.
ડાહ્યો અક્કલ આગળો, સર્વ કળાનો સૂત્ર;
નારી મેં તે ઓળખ્યો, "વણીક" કેરો પુત્ર.

---

૨૩૪ માથે મારે મોડે ચીરે, નહીં જાય પેટમાં દાંણો;
જવાબ દેતાં ન આવડે તો, પૈની અક્કલ આંણો.
ઉત્તરઃ—વાંસલો.

---

૨૩૫ કોરો કાગળ કડ કડે, અને વામાં ઉડચો જાય;
રાજા પુછે રાણીને, એતે શું કહેવાય.
ઉત્તરઃ—વીજળી.

---

૨૩૬ (૧)કાળી ટોપી લીલી જગા આવ્યાં છે પરદેશી સગાં રા-
ખશો તો રહીશું નહીં તો છ મહીનામાંઇ જઇશું.

(૨)મેહેતા રે મેહેતા કીસ ગલીમે રેહેતા,
કોશ કુવેકા પાણી પીકર, પત્તોમે છુપ રેહેતા.
ઉત્તર:—વેગણ.

---

૨૩૭ નાનો સરખો બેટો, દિઠો બાવન વીર;
જ્યારે ચડાવે કામડી, તાણી મારે તીર.
ઉત્તર:—વિંછુ.

---

૨૩૮ (૧)ઝારી ભરી જગ ઢોળીએ, જળ નહીં હાલે જેમ;
હાથે લેઇ હાથો ભરે, પૈ ન પલળે તેમ.
(૨)મારા તનપર તૂટી પડયો, લથબથ કરીને પંથે નડયો;
હું નાઠી મૂકી મરજાદ, શું સખિ સજ્જનના સખિ +
(૩)એ વિણ ચીત અધિક મુજ ડોલે, ચાતક જેમ ફરી ફરી બોલે; પ્રલય થાય જો ન આવે એહ, શું સખિ સજ્જનના સખિ+
ઉત્તર:—વરસાદ અથવા મેહ.

૨૩૯ બાર ગજ બાસતો, તેર ગજ તાસતો; ધોબીથી ધોવાય નહીં, અને દરજીથી શીવાય નહીં.
ઉત્તર:—વાદળ.

---

૨૪૦ श्यामंच वर्तुलाकारं पुंनाम चतुरक्षरम ।
शकारादि मकारान्तं यो जानाति सपण्डितः ॥

જેનો રંગ કાળો છે, આકાર ગોળ છે, નર જાતિ વાચક છે, જેના નામના ચાર અક્ષર છે, તેમાં પેહેલો શકાર છે અને છેલ્લો મકાર છે. ત્યારે તે શું? એ જે જાણે તે પંડિત સમજવો.
ઉત્તર:—દોહરો.
પ્રથમ અંત, શ, મ, કારજે, સ્યામ રંગ વર્તૂલ;
"શાલિગ્રામ" ચતુરાક્ષરી, પ્રશ્નોતર અનુકૂળ.

---

**છપ્પો.**

૨૪૧ વર્તુલ છે આકાર, ધનુષ તેને નવ જાણો;
ભુવન લીટીનું તેહ, નપૂંસક નામ પ્રમાણો;
શિવ ભગતની પાસ, વાસ પણ તેહ કરે છે;
મધ્યે કુમ કુમ સાર, અતીશય રૂપ ધરે છે;
ચંદ્રમા તણો નિવાસ છે, ત્યાં તે તો વાસો વસે;
ચતુર હશે તે સમજશે, મૂરખ મન ચિંતા થસે.

ઉત્તરઃ—શિવ ભગતનું ટીલું.

---

૨૪૨ (૧)અતિ સુંદર ચાહે જગ જેને. લોભાણી હું જોઇ તેને;
કીધું તેણે મુજ મન હર્ણ, શું સખિ સજ્જનના સખિ +

**છપ્પો.**

(૨)બે અક્ષરનો બોલ, નામ નપુંસકમાં કહાવ્યું;
પ્રતાપિ એવો પૂર્ણ, આખું આ વિશ્વ હલાવ્યું;
જ્યાંહાં વસે એ વાસ, પાસ નવ કષ્ટ પ્રવેશે;
એહ વિના આદમી, ત્રિલોકમાં વરવા વેશે;
શોભે સદગુણ હો એ વડે, જડે જગતમાં નામના;
પંડિત એ સમસ્યા પારખે, હૈયા ફુટની હામના.

ઉત્તરઃ—સોનું. અથવા સુવર્ણ.

---

૨૪૩ (૧)છોટાહે પણ ગાંઠ ગઠીલા, મોટાહે પણ બોતેર સીલા;
ઉસ્સે રસ્સે ભર ગયા સાંડા, કહો સખિ સજ્જનના સખી.

**છપ્પો.** ગોડા.

(૨)તરૂણી અક્ષર ત્રણ, પાતળી સોટા સરખી;
રસમય રૂડું રૂપ, પંડિતે પ્રીતે પરખી;
સપુત ત્રણ સંતાન, દેવને દુર્લભ દીઠાં,
ત્રણ્ય લોકમાં તત્વ, મહોનાં અમૃત મીઠાં;
માનનિ મન માને તે થકી, આણ આણુરે આ ઘડી;
શામળ કહે સેહેજે સમજજો, કેહેશો કામની શેલડી.

(૩)કાદવમાં જે ઘર કરે, જળમાં પેસી નાય,
મારે મસ્તક મરે નહીં, પણ આંખ ફુટે જીવ જાય.
ઉત્તરઃ—શેલડી.

---

### છપ્પો.

૨૪૪ અચરત સરખું એક, સાંભળ્યું છે સૌ કરણે;
જતા દિઠા જશવંત, તોલથી જન તો ત્રણે;
ખટ પગ ને ખટ હાથ, નેત્ર બે દેવત દેખે;
બે ચરણે ચાલંત, લલિત લક્ષણથી લેખે;
તે કાનને નામે નામ છે, સતવાદી શોભિત સદા;
કવિ શામળ કહે શોધી જુઓ, કૂડ કથન ન કહું કદા.
ઉત્તરઃ—શ્રવણ કાવડવાળો.

---

### છપ્પો.

૨૪૫ અચરત એક અપાર, વપૂ જોતાં વાંકડિયું;
પાછળ પુંઠ વિશાળ, શોભતું મુખ સાંકડિયું;
રૂપ બહૂ બહુ નામ, ધણી બાથત મુખ બોલે;
છત્રિશ રાગનિ છત્ય, દશે દિશમાં તે ડોલે;
બોલાવ્યું બોલે નીચ ઘેર, ઉંચ અમિરને વશ કરે;
શામળ કહે સમસ્યા શોભતી, ધારક રૂડા મન ધરે.
ઉત્તરઃ—શરણાઇ, તૂરઈ, બણગું.

---

૨૪૬ (૧)તીન બીરકુ બારે શિર, ઓર બેંતાળીસ નેના,
ચાર બરણકે સોળે ભાઇ, ઉનાકુ છન્નું ઘરમેં રેહેના.

### છપ્પો.

(૨)નગર એક નવરંગ, દિસે ચારે દરવાજા;
વરણ ચારનો વાસ, જગત જશ મહિમા ઝાઝા;
મંદિર છન્નું મહાન, પડે પાદર ત્રણ પાસા;
કરે રાજ બે વીર. ક્ષત્રિવટથી તે ખાસા;

સુંદર સાહેલી સોળ છે, રમત રમે તે શું નિત્યે;
તે કવણુ નારિને નગરશું, ચાતુર જન ચેતો ચિતે.
(૩)ગલી એક ઘર ચાર નગર છત્રેવ પરમાણે;
કે જે ઘર ચાતુર નાર, ખબર ચારોકી લાવે;
મરકટ મરે ને ફીર લડે, લોથ પર લોથ બિછંદે;
કહે કવિ ચાલે સત્યથી, તો નહી આવે ફંદે.

ઉત્તરઃ—સોગટાં બાજી.

---

૨૪૭ મૃતક મધુરૂં ઓચરે, જેને અધિરા વશજ હોય;
તે સાદ શાનો હશે, બતલાવો મુજ સોય.

ઉત્તરઃ—સારંગી.

---

૨૪૮ મુઠી જેવડો માટીડો, તેને સુપડા સરખી દાઢી;
શાણા તમે સમજજો, તે કામ આવે છે દહાડી.

ઉત્તરઃ—સાવરણી.

---

૨૪૯ નગરમાં નાગી ફરે, અને વનમાં પેહેરે ચીર,
તે ફળ તમે લાવજો, મારી સગી નણંદના વીર.

ઉત્તરઃ—સોપારી.

---

૨૫૦ પાંચ વેંતનું પુતળું મુખે લોઢા દંત,
નારી સાથે નિત્ય લડે, તે કહોની મારા કંથ.

ઉત્તરઃ—સાંબેલું.

---

૨૫૧ (૧)કળા ફુલરે કળા ફુલ, લાખો રૂપૈઆના કળા ફુલ,
જોય તો જોવાય નહીં, અને લેતો લેવાય નહીં.
૧૦. (૨)રાતો તાતો બન્યો રીસાઇ, મધ્યાને કોપ્યો મનમાંહી;
દયા કરી દિલની સહુ દૂરજ, શું સખિ સજ્જનના સખિ+

ઉત્તરઃ—સુરજ.

૨૫૨ રાધાવર કે કર વશે, પાંચ હરફ ગીણુ લ્યો,
પ્રથમ હરફ છોડકે, બચે સો અમકુ દયો.
ઉત્તરઃ—સુદરષણુ ચક્ર.

---

૨૫૩ નર બે ગળ્યા નારિયે, જગ જીવાડણ જે,
તે નારીને વાલા ઘણા, અમ આગળ કહો તે.
ઉત્તરઃ—રતન.

---

૨૫૪ લાંબી પુંછ નહીં વાંદરો, પગ ચાર પણ નહીં ઢોર,
શીર ચમર ને ચંમરી, પણ નહીં હંસ ને નહીં મોર.
ઉત્તરઃ—સરડો.

---

૨૫૫ (૧)નીચી નારી બે પગી, વળી નારી નામે નામ,
તે તમે મોકલાવજો, વસે છે ગુણુકા ગામ.
(૨)પીતલ પેટી બે મુખી પેટે ચારો ચરંત,
વાલે વાલાં જ્યાં મળે ત્યાં એ ચીજ મળંત,
એ ચીજ પીયુ લાવજો, મારી સાસુ સાદ કરંત.
ઉત્તરઃ—સુડી.

---

છપ્પો.

૨૫૬ બે અક્ષરની નાર, રૂડી રંગે રૂપાળી;
અમીર તણી ઓલાદ, અધર અવનીથી ભાળી;
ભોળો છેક સ્વભાવ, પેટનો પડદો ફોડે;
સળગાવે સહુ શરીર, સર્વ જન તેનું કોડે;
વીવા વાજનના વખતમાં, શોભા કરે સજ્જન મહીં;
જન ચતુર ચડપ ઉત્તર દિયે, નિચ બુદ્ધિ સમજે નહીં.
ઉત્તરઃ—હાંડી (બીલોરી કાચની)

---

૨૫૭ (૧)પેસે દેકે મેને મગાયા, સબરા રસ કસ ઉન્ને ચાખા;

ભાર ભયા જદ દિયા ઉતાર, કહો સખી સજ્જનના સખી.

**દોહરો.**

(૨)શત નર બાંધ્યા બંધને, મળી નર થયો એક,
તે નર તારી પાસ છે, વહાલો સ્ત્રીને વશેક.
(૩)પડી ગાંઠ પ્રીતીની જેહ, છુટે નહિ છોડ્યાથી તેહ;
વળી હૃદયપર કરે વિહાર, શું સખિ સજ્જનના સખિ+
(૪)સારી રજની ઉર પર રાખ્યો, રસ કસ મેં તો સહુ ચાખ્યો;
ઉતાર્યો સુણિ કાક ઉચ્ચાર, શું સખિ સજ્જનના સખિ+

ઉત્તરઃ—દોહરો.

કુંવરિ કહે સુણ રાયજી, ઉત્તર આપું એહ,
"હાર" નામ છે એહનું, તમે બતાવ્યો તેહ.

---

**છપ્પો.**

૨૫૮ નામે કહિયે નાર, અધર અવનીથી સાંધી;
વનીતાને પણ વાંક, લોહને પાસે બાંધી;
માનવિ જાણ બે ચાર. ચઢી રૂદયાપર બેસે;
આવી પાછી જાય, ફરી ઠેકાણે પેસે;
ચીસો પાડે ચારે સુણ, દયા ન લાવે દેહમાં;
શામળ કહે પંડિત પારખો, નર નારીના નેહમાં.

ઉત્તરઃ—હિંચોળાખાટ.

---

૨૫૯ લવીંગીઆ વાડીમાં લવીંગીઆં ફુલ;
કાચા ઉત્તરે અને પાકાના મૂલ.

ઉત્તરઃ—હાંડલી.

---

૨૬૦ એક જનાવર એવું તેના થાંભલા જેવા પગ અને બેસે
ત્યારે ઠગ, મતવાલો થઇ ડોલે પછી રાજ મંદીર કે મ્હોલે.

ઉત્તરઃ—હાથી.

---

૨૬૧ કંથા કાતરણી શીદ લાવિયા, છો લંકાપત રાય,
નરેણી તુજને નહીં રહે, ચીપટ બેસે ધાય.

ઉત્તરઃ—હજામ.

---

૨૬૨ કાકા કહેતાં કંઇ ન લાગે, મામા કહેતાં લાગે,
લીલી દરાખે કંઇ ન લાગે, અને લાગે જાંબુ આવે.

ઉત્તરઃ—હોઠ.

---

૨૬૩ ગીરી તરોવર વાસો વસું, ને ધરતી ચારો ચરંત,
પણ ચારો બચ્ચાંને ગળી ગયો, હવે એ દુઃખ કહાં કહંત.

ઉત્તરઃ—સમડી.

---

૨૬૪ આથરી પર પાથરી, ઉપર વેરી છારી,
માંહે લડીંગા પેઠ ગયા તો ટપ ટપ મારી.

ઉત્તરઃ—હાંડલી.

૨૬૫ અગ્નિ કુંડમાં પેઠ કે, પુરૂપક્ષી નાર કહાઈ;
ધનવંતા ઘેર ગઈ ત્યાં કહ્યું દેખ બડાઇ,
નવ કિયે ભરથાર, નજર એકુ નહિ આવે,
નવમાં મીલેન એક તો નાર શોભા નહીં પાવે,
અબ ક્યાં બડાઇ દીજીયે, કે એસી જુગમે.
કોણ નારી, જીનને નવે ચલે સબ કિયે,

ઉત્તરઃ—પાલખી, ઉચકનારા અને બેસનાર.

---

૨૬૬ આઠ પ્રહર મુજ આગળ રહે, મીઠી પ્યારી વાતો કહે;
શ્યામ શરીર અરૂણદ્રગ એના, શું સખિ સજ્જનના સખિ×

ઉત્તરઃ—મેના.

૨૬૭ (૧)પગ વિના ડુંગ ચઢે, મુખ વિના ખડ ખાય;
હંસ કહે હંસાવળી, એ કોણ જનાવર જાય.

**દોહરો.**

(૨)ચાલે છે પણ ચરણુ નહિ, ઉડે પણ નહિ પાંખ,
લાખે સાહ્યો નવ રહે, સૈકો દેખે આંખ.

ઉત્તરઃ—દોહરો.

ઉડે તે આકાશ ભણી, ઘરમાં રહે ગેંધાટ,
ધુમાડો નિર્ધારિયે, વિચરે વસમી વાટ.

---

૨૬૮ (૧)લાકડાની મરઘીને લોઢાની ચાંચ,
આખો દહાડો ખદેડિયે તો ઇંડાં મુકે પાંચ.

**દોહરો.**

(૨)નર એક ફરતો ફુદડી, માથે શિંગજ એક;
ચાંચ વિના ચૂગે ઘણું, વરણવિ કરો વિવેક.

ઉત્તરઃ—રેંટિયો.

---

૨૬૯ (૧) નાની નાજુક નાર જઈને ચોરે બેઠી,
આપે કીધો હાર પુરૂના પંડમાં પેઠી,
કાળું મુખ જગતમાં સૌ કોઇ જાણે,
ઉજવળ પુરૂપનો સંગ નરપર નારી માણે,
નહીં એ નગુણી નાર મુખે રામનું નામ છે,
વળી બે જીભ્યા એક ઠામ છે, વાંસ કોરી વાસો રહે,
કવિજન સાચું કહે તેનુ' સો હજારપરથી નામ છે.
૨ ચંચું પણ ચકવી નહીં, માંજારિ મુખ સ્યામ,
બે જીભો નહીં નાગણી, નરપત કહો તે નામ.

ઉત્તરઃ— દોહરો.

ડાહ્યાના દિલમાં વસે, પંડિતને પ્રીય પુર;
લક્ષણ જોતાં "લેખણી," નાણા વટીનું નૂર.

---

**દોહરો.**

૨૭૦ ધનધન તારિ સુજને, ધન ધન રાજ કુમાર,

પાંચ "ક" વાલા કામની, એહ હવે ઉચ્ચાર.

ઉત્તરઃ— દોહરો.

કાજળ, કંકુ, કંચવો, તથા કસુંબો, કંથ
પાંચે વહાલા પદ્મણી, સુણજે નાર સુચત.

૨૭૧ આવે ત્યારે જળ ભરી લાવે, તન મનની સહુ તપત બુઝાવે;
તનનો નાનો મનનો મોટો, શું સખિ સજ્જનના સખિ.

ઉત્તરઃ—લોટો.

૨૭૨ ગોરી લાંબી ગોરી પાતળી, ગોરી નદીએ નાવા જાય.
ગોરીની આંખડિયે દીવો બળે, ગોરી ચૌટે વેચાવા જાય.

ઉત્તરઃ—દીવાસળી.

---

## દોહરો.

૨૭૩ કહો છો છીયે એકલા, તમ સાથે છે સાત,
પ્રગટ દેખું છું તમ કને, તે કહો સાચી વાત.

ઉત્તરઃ—દોહરો.

તીર તરકસ તરવારને, ભાલો ને તોખાર,
ઢાલ અને વળી ચાબકો, સુતિ સાથી છે સાર.

---

૨૭૪ હરી આયો જવ હરી ભયો, હરી ગયો હરીકી પાસ,
હરી હરી એ મીલ ગયો, તબ હરી ભયો નિરાસ.

ઉત્તરઃ—વરસાદ, સાપ, દેડકો.

---

૨૭૫ કોમળતા દેખી રઢ લાગી, હૈયે ધરવા થઇ અનુરાગી;
નહીં સાંપડયે પ્રગટયું શૂળ, શું સખિ સજ્જનના સખિ+

ઉત્તરઃ—ફુલ.

૨૭૬ અગથિયાં છે પણ પગથિયાં નથી
અને નજરે જોઈ એ તો દેખતા નથી.

ઉત્તરઃ—નાક તથા ગર્ભ.

---

૨૭૭ દશ મસ્તક ને વીશ ભૂજ, ચાળીસ પગે ચાલે,
શાણા તમે સમજજો, ભર્યા બજારે મહાલે.
ઉત્તરઃ—૧૦ શેર, ૨૦ શેર. ૧ મણ.

---

૨૭૮ એક નારી મેં એવી દીઠી, ખુલ્લે પેટે લાંબી સુતી;
પેટે પીએ ને મુખે ઓકે, પાછળ ઉંચી ને આગળ ઝોકે.
ઉત્તરઃ—પરનાળ.

---

૨૭૯ ચીડીઆ બેઠી ડાળપર, દેખે સઘળો ગાં,
એક અચુંબો એસો દેખો શીરપર દોનો પૌં.
ઉત્તરઃ—ચકી, માથું, પર, પગ-

---

૨૮૦ નારીથી નર ઉપન્યો, શૂરો થઇને ધાય,
આઠ માસ પડી રહે, તે નારી થઇને જાય.
ઉત્તરઃ—ગોફણનો ગોળો.

---

૨૮૧ પ્યાર ભરી વાણી વદે વાલો, ડોલે પીને મધુનો પ્યાલો;
રામ ભજન વિણુ એ નથી સુતો, શું સખિ સજ્જનના સખિ;
ઉત્તરઃ-તોતો.

---

૨૮૨ ચાર પૌં ધરતી ધરે, ને ચાર પૌં આકાશ,
ચાર નેન દો પુંછડાં, પંડિત કરો વિચાર.
ઉત્તરઃ-પેટે વળગાડેલાં બચાં સાથે વાંદરી.

---

૨૮૩ ઉંચું કીધું લુગડું અને ફલ્લા કીધા પગ,
ડાંડો ઝાલી ઉપાડયું, ત્યારે નિકળ્યું ધોળું ફગ.
ઉત્તરઃ-ઘંટીમાંથી આટો વાળવાની ક્રિયા.

---

**દોહરો.**

૨૮૪ અમુલક બે જે તમકને, જળમાં નિપજે જેહ,
એ બે કીજે એકઠાં, તાત અમારો તેહ.
ઉત્તરઃ—દોહરો.
અમુલક બે તે નેન છે, જળમાં કમળ સુધામ,
નારિ તેં મુજને કહ્યું, "નેન કમળશા" નામ.

---

૨૮૫ કેમ ન તજે કટિ માહરી, મેં પણ મમતા એ શું ધરી;
રંગે રૂડા ચંપક વરણો, શું સખિ સજ્જનના સખી *
ઉત્તરઃ—ચરણો.

---

૨૮૬ પથ્થર ઉપર પથ્થર, તે ઉપર લાલ પૈસા,
વગર પાણીએં મેહેલ બનાયા, ઓ કારીગર કેસા.
ઉત્તરઃ—પૃથ્વી અને આકાશ.

---

૨૮૭ એક ફેરો મેરી પનકટ પૌં તો બંકટ બનમે કદી ન જાઉં,
ભટકતી ભટકતી કણુ જો જાઉં તો લટકણુ ફળ મે કદી ન ખાં.
ઉત્તરઃ—કઉવચ, કોયલ.
૨૮૮ ગળે વળગિને કરિ મદમાતી, આંખો ઉભય કરી મમ રાતી;
વિશેષ એવાં લક્ષણુ વારૂ, શું સખિ સજ્જનના સખિ.
ઉત્તરઃ—દારૂં.

---

૨૮૯ ધરા ચુંબન રીપુ બોલિયો, તબ છાંડ ચલો પિયા મોય,
શંકર સુત બાહન રીપુ, ભોર ભટાવું તોય.
ઉત્તરઃ—મરઘો ને બીલાડો.

---

૨૯૦ ઝાડ ઉપરથી પડી એક મસ મોટી કેરી,
તેનો અવાજ સાંભળ્યો બે જણાએ,
સાંભળ્યું તેઓએ જોઇ નહીં, જોઈ બીજા બે જણાએ,

જોઇ તેઓ દોડ્યા નહીં, દોડયા બીજા બે,
દોડયા તેઓએ લીધી નહીં, લીધી બીજા એએ,
લીધી તેઓએ ખાધી નહીં ખાધી બીજા એકે.

હવે એ સાંભળ નાર,-જોનાર-દોડનાર-લેનાર-અને ખાનાર કોણ હતા તે કહો?

ઉત્તરઃ--કાન,-આંખ,-પગ-હાથ-અને મોહું.

---

૨૯૧ એક ઓરડાની માંહે એક છોકરાની છબી હતી, તે જોઇ એક મળવા આવનારે પેલા ઘર ધણીને પૂછ્યું કે ભાઇ, આ તસ્વીર કોની છે? પેલાએ જવાબ દીધો કે મારે ભાઇઓ અને બેનો બીલકુલ નથી, પણ આ છોકરાનો બાપ, તે મારા બાપનો છોકરો થાય. ત્યારે આ ઘર ધણી વચ્ચે અને પેલી તસ્વીરમાંના છોકરા વચ્ચે શી સગાઇ હતી?

ઉત્તરઃ—બાપ દીકરો.

---

**દોહરો.**

૨૯૨ પેટ વચે પગ જેહને, તેને નામે નામ;
તે ધારણ મુજને મળે, અંતે એનૂ કામ.

ઉત્તરઃ—હળ ધરનાર બળદેવ.

**દોહરો.**

૨૯૩ સોળ સખી સાથે રમે, વહાલા ત્રણ્ય કુમાર;
તેહ તજ્યા મેં આજથી, અંતર દાઝ અપાર.

ઉત્તરઃ—**દોહરો.**

રાજે લેતાં રાજવી, દેખંતામાં એહ;
હાર જીત હોડે કરે, શામા "સોગઠાં" તેહ.

---

**દોહરો.**

૨૯૪ અમલ જેનો પોસમાં, તેને નામે નામ;
તેના ચોરને મારિયો, મારે તેનૂ કામ.

ઉત્તરઃ—સીતાનો ચોર રાવણ, તેને રામે માર્યો.

---

૨૯૫ ચતુરાના કુચ પરશે ચારૂ, વળી કરે સીતળતા વારૂ;
કે છે એને કષ્ટ નિકંદન, શું સખિ સજ્જનના સખિ *
ઉત્તરઃ—ચંદન.

---

### દોહરો.

૨૯૬ વદનશામ ગોરૂં વપુ, અમી ઝરંતી આપ;
તેના સુત થકી મટે, વિજોગિનો સંતાપ.
ઉત્તરઃ—લેખણના અક્ષર.

---

### દોહરો.

૨૯૭ પવન ભખણ અંરિપર ચઢે, તેની સ્ત્રીનો તાત;
તે પર પથરા પાથર્યા, એ આપે સુખ સાત.
ઉત્તરઃ—સર્પનો શત્રુ ગરૂડ, તેના સ્વારની સ્ત્રી લક્ષ્મી,
તેનો પિતા સમુદ્ર, તે ઉપર રામે પાગ્ય બાંધી.

---

### દોહરો.

૨૯૮ જેને ખાધે વિખ ચડે, તેનો શત્રૂ ખાય;
તે ઉપર વાહન કરે, કરજો તુજ રક્ષાય.
ઉત્તરઃ—દોહરો.
અહિને ખાધે વિખ ચડે, ગરૂડ તેને ખાય;
તે ઉપર વાહન કરે, જરૂર તે "જદુરાય."

---

### દોહરો.

૨૯૯ (૧)સિંગ સહિત તો જનમિયો, જોબનમાં શિંગ જાય;
વૃદ્ધપણે શિંગ ઉપજે, એ અમને કહો રાય.
(૨)ઉંચે જોવા ચડી અગાશી, શીતળ શોભે કાંતી ખાસી;
પણ મેં તો અવલોક્યો માંદો, શું ખખિ સજ્જનના સખિ *

(૩)અર્ધ રાત્રી આવ્યો આગાર, શું કહું શોભાનો નહીં પાર;
વાધ્યો અવરેખતાં આનંદ, શું સખિ સજ્જનના સખિ*

ઉત્તરઃ—ચંદ અથવા ચાંદો.

૩૦૦ ધોળીઆને નહીં ધીરીએ, અને નહીં કરીએ ટચાક,
ઉંચે બેસણે બેસીએ તો, પડીએ ભચાક.

ઉત્તરઃ—ચુનો.

---

૩૦૧ તમે કેની માના બાપના છોકરા?

ઉત્તરઃ—ભાણેજની માના બાપના છોકરા.

---

૩૦૨ નીલો રંગ મુને પ્રિય લાગે, એના વિણ જગમાં દુઃખ જાગે;
ચડે ઉતરે મરડે અંગ, શું સખિ સજ્જનના સખિ *

ઉત્તરઃ—ભંગ.

नर नारी समुत्पन्ना सास्त्री देह विवार्जिता ।
अमुखी कुरु ते शब्दं जात मात्रा विनश्यति ॥

સ્ત્રી પુરૂષથી એટલે વ્યાકરણમાં જે નારી અને નર જાતિમાં ગણાય તેવાથી જેની ઉત્પત્તિ છે એવી એક સ્ત્રી—સ્ત્રી જાતિ વાળી દેહ વિનાની છે. તે મુખ વિનાની છે પણ શબ્દ ઉચ્ચાર કરે છે, અને જન્મતાં વેંતજ મરણ પામે છે, ત્યારે તે કોણ?

ઉત્તરઃ—ચપટી-હાથનો અંગુઠો અને વચલી આંગળી વડે વગાડાય છે તે.

---

૩૦૪ થડ જુએ તો થંભા થંભી, પાન જુએ તો થાળી;
ફુલ જુએ તો લાલ કુસુંબા, તેની બેસણી છે કાળી;

ઉત્તરઃ—ખાખર.

---

**દોહરો.**

૩૦૫ એક નરે સ્ત્રી શોભતી, સ્ત્રીને વાલી અપાર;

ગળસથળે ચુંબન કરે, તે કહો રાજકુમાર.

ઉત્તરઃ—દોહરો.

કુંવરી કહે અકોટડી, તમે પુછિયું તેહ;
બીજું પુછો રાયજી, ઉત્તર આપું એહ.

અંકોટડી અથવા તનોડો.

---

૩૦૬ દડવડતો આવ્યો ઘરમાંહી બેઠી હું ગુરૂજનમાં જયાંહી;
નીરખી પામી ઉર પરિતાપ, શું સખિ સજજનના સખી

ઉત્તરઃ—સાપ.

---

૩૦૭ તીખું તીખું તરકડું, જેને હાથ હાથ જેવડાં પાન;
આ વખાણું નહીં કહે, તેનો બાપ મુસલમાન.

ઉત્તરઃ—આદું.

છપ્પો.

૩૦૮ કાયા કૃષ્ણ સ્વરૂપ, સુઘડ પણ સારો સૌથી;
ભોગી નરને નામ, રિઝે તે બેહેકે બહૂથી;
પાંખડિયે પરવેશ, કરે અંતરિક્ષથી આપે;
પંખી ગુણ ગણાય, પાય ખટની છે છાપે;
એ નર જેને અડકે નહિ, ભાવ ધરીને નવ ભજે;
તે લાવ કંથ લેખા વિના, તો સુંદરિ સોળે સજે.

ઉત્તરઃ—ચંપાનાં ફુલ.

---

૩૦૯ સખી એક કૌતક ભયો, મેરા સજ્જન કે ઘર પાસ,
તીન પૌં પૃથ્વી રહ્યા, ઓર એક પૌં આકાશ.

ઉત્તરઃ—કુતરાની પેસાબ કરવાની રીત.

૩૧૦ છકયો જોઈને પીન પયોધર, લલચાણો જોઈ રંગિ અંબર;
કર્યો ઉચાર વિલોકીને વક, શું સજ્જના સખિ+

ઉત્તરઃ—ચાતક.

૩૧૧ ચંપા તુજમે તીન ગુણ, રૂપ રંગ ઓર બાસ,

એક તુજમે અવગુણ વસે, કે ભમર ન આવે પાસ.
ઉત્તરઃ—રાધા ચંપાની મા છે તેથી.

---

## છપ્પો.

૩૧૨ (૧)કાળી નાર કુરૂપ, અનૂપમ ઓપે ઝાઝી;
મોંઘી મોંઘે મૂલ, ત્રણે પખ તેની તાજી.
નરથી ઉપજી નાર, અરણ્યમાં એતો નરખી;
મહિપ સભામાં માન, પવિત્ર પંડિતે પરખી.
છાની રાખી જો છળ કરી, પ્રસિદ્ધ પોતે થાય છે;
શામળ કહે સ્વામી લાવજો, એ રાયાં શિર રાય છે.
(૨)ઉત્તમ પશુથી ઉપની, તે સાહેરનું કામ;
હું પુછું તુજ પંડિતા, બોલો તેનું નામ.
ઉત્તરઃ—કસ્તૂરી.

૩૧૩ કેમ રોકાઇ રહ્યો તું વિહારી, અર્ધ રાત્રી લીધી શુદ્ધિ મારી;
હશે કરો ઝટ શાન્ત શરીર, શું સખિ સજ્જનના સખિ*
ઉત્તરઃ—સમીર.

૩૧૪ પાતળ પેટી ચો મુખી, નારી નામે નામ,
જાણો તો મોકલાવજો, નહીં તો ભમજો ગામે ગામ.
ઉત્તરઃ—ચુપતી.

---

## છપ્પો.

૩૧૫ મસ્તક પાખી મૂખ, દિઠો મેં તેનો ડંમર;
શૂંઢાળો સમરથ્થ, હસ્તિ નહિ કાળો ભમર.
પ્રોઢું દીસે પુંછ, લાંબિ એક પાસે ચોટી;
મેલ સમોવડ માત, મૂલ મર્યાદા મોટી.
આહાર અન્ન આપે નહિ. પેટ ભરી પાણી પિયે.
શામળ કહે વ્રત ઘણાં કરે, કહો અરથ કારણ કિયે.
ઉત્તરઃ—પાણીનો કોસ,

૩૧૬ ઘડી ઘડી ઘર ઠેકી આવે, વક્ષ કવક્ષ વીચાર ન લાવે;

ગણોના આદર તથા અનાદર, શું સખિ સજ્જનના સખિ+
ઉત્તર:—વાંદર.

---

૩૧૭ ચત્તી પડી નાર, ઉપર નાવલો બેઠો,
હલાવે બે હાથ માંહે પેમલો પેઠો.
ઉત્તર:—વણકરનો કાંટલો.

૩૧૮ એક अ નામની સ્ત્રી સાથે એક બાઇ બેઠી હતી, તેને બીજી બાઇએ પુછ્યું કે આ अ નામની સ્ત્રી તમારે શી સગી થાય છે? તેણે જવાબ દીધો કે:—

**દોહરો.**

સગપણ છે સાચું કહું, એ તું સાંભળ આપ;
તેનો સસરો નિત્ય કહે, મુજ સસરાને બાપ.
ત્યારે તમને પૂછે છે કે એ ઓ શું સગાં થાય?
ઉત્તર:—अ નામની સ્ત્રી પેલી સ્ત્રીના છોકરાની વહુ થાય–એટલે બંને સાસુ વહુ થાય.

૩૧૯ એક મ્હડીમાં જોગી સોવે, મદ પીએ મતબાલા હોવે,
જબ બાલક્ર કાનમે લાગા, તબ છોડ મ્હડીકું જોગી ભાગા.
ઉત્તર:—તોપનો ગોળો.

૩૨૦ ચડતાં તો સુધ બુધ વિસરાવે, જંઘ દાબતાં અતિ સુખ આવે;
બહુ બળવાન ઉમરનો થોડો, શું સખિ સજ્જનના સખિ+
ઉત્તર:–અશ્વ અથવા ઘોડો.

**છપ્પો.**

૩૨૧ (૧)નહીં નપુંસક નાર; નહીં નરને છે નામે;
અમૃત તુલ્ય આહાર કરંતાં ન ઠરે ઠામે.
નિર્મળ નીર ઝરંત, પૂર્ણ ગુણ અપરમ પારી;
દુર્લભ જાણે દેવ, સકળ ગુણ શોભા સારી.
છે તત્વ તેહ ત્રણ લોકમ, ભાગ્યશાળિ જન ભોગવે;
શામળ કહે તેથી નીપજે, જે જર ગાંઠે જોગવે.
(૨)કંથ ગયાતા બાગમાં દીઠું દાચક મ્બાર, જેને વીશ પગને

લોચન બાર, હાલે ચાલે ને પુંછડી ચાર.

ઉત્તરઃ—શેરડી પીલવાનું કોલું.

---

૩૨૨ નામ દો અક્ષર ચારકો, બિના કાનો બિન માત,
સ્વજન તેરે મિલનકો ઓહી પુરૂષ કે હાથ.

ઉત્તરઃ—અન. જળ.

૩૨૩ નિશ દિન સ્થિર થૈ આગણ રહે, તડકો ટાઢ સરવ તે સહે;
ભુખ ન લાગે જોતાં અક્ષ, શું સખિ સજ્જના સખિ.

ઉત્તરઃ—વૃક્ષ.

---

૩૨૪ કાગળ સરખો પાતળો, ચંદા સરખો ગોળ,
તેના અક્ષર ત્રણ છે, પહેલો प ને છેલ્લો ड.

ઉત્રરઃ—પાપડ.

---

૩૨૫ મને તમે ખાઓ છો, પણ જોતા નથી, ગળો છો. પણ ચાવતા નથી, શરીરમાં દાખલ કરો છો, પણ હજમ કરતા નથી, તમે મને મારામાં લ્યો છો, પણ રાખી શકતા નથી, અને તોપણ મારા વગર તમને ઘડી પણ ચાલતું નથી. ત્યારે હું કોણ?

ઉત્તરઃ—શ્વાસ.

---

૩૨૬ થરથર કંપાવે છે કાય, અગ્નિ ઉઠાડે છાતી માંય;
અધર ચીરિ નાંખે ધરિ ખંત, શું સખિ સજ્જનના સખિ

ઉત્તરઃ—હીંમત.

---

૩૨૭ જગત કરન જે દેવ છે ધરા પુજા નહી દીશ,
તે જેપર વાહન કરે, તેનું ભક્ષ લેઇશ.

ઉત્તરઃ—હંસ.

૩૨૮ અથાંણામાં સોઈયે, તેને ઘર પછવાડે જોઈયે,

તે બેઉનું એકજ નામ, કહો પંડિત કે છોડો ગામ.
ઉત્તરઃ—કેરી, વાડ, કેરવાડું.

---

## છપ્પો.

૩૨૯ વ્યંડળ મળી દશ વીશ, નપુંસક ટોળું કીધું;
સોયક નાની નાર, બંધને બાંધી લીધું;
નવરાવ્યું ધરિ નેહ, રૂદેમાં રાખિ રમાડયું;
પરમેશ્વરથી પ્રથમ, જુગતથી તેને જમાડયું;
તેનું જૂઠું સૌકો જમે, ગુણ તેના પણ સૌ ગણે;
શામળ એ સમસ્યા શોધશે, ઘટમાં જે ડહાપણ ઘણે.
ઉત્તરઃ—પત્રાળું.

---

## દોહરો.

ઊંચો આંબો શુભ વૃક્ષ તે, લુમે લડથડિયો,
એક ધેનું આવી તાંહે, અર્ધ ભાગ તો હરિયો;
એક હતો માર્ગ માંહે, હાંસ મન તેણે કીધી,
તેપન ઉપર તેર, તો કેરી તેણે લીધી;
ગઈ વેઠે દરબાર, એકસો ઉપર આઠ,
ધણીએ જાણી વાત, ઘેર લાવ્યો પચાસ;
બાકી કેરી જે રહી, આંબ વૃક્ષની સાથ,
ગણિતમાં તે.થઇ પડી, પાંસેઠ ઉપર પાંચ;
પંડીત લેખું એ વાતનું, કરો ચતુર સુજાણ,
કહો એ કેરી કેટલી, સિદ્ધ કરો પ્રમાણ.

ઉત્તરઃ—**દોહરો.**

પ્રત્યુત્તર વાત તણો, બાંધી રાખો ગાંઠ;
સર્વ મળી પાંચસો હતી, એંસી ઉપર આઠ.

**એક વાવને ચાર મ્હો હતાં, તેમાં અકેક મ્હો પર સામ સામા બબ્બે બ્રાહ્મણ બેઠા હતા..એવામાં એક માણસ ઘેરથી આવ્યો ને**

તે વાવના પેહેલા પગથિયાથી ઉતરીને એક બાજુ એક બ્રાહ્મણને કેટલાક પૈસા આપ્યા, પછી માંહે નાહવા ગયો ને નાહીને ઉપર આવ્યો એટલે તેજ મ્હોના સામા પાર ઉપર બેઠેલા બીજા બ્રાહ્મણને પેહેલા બ્રાહ્મણ જેટલા પૈસા આપ્યા. પછી બીજા મ્હો ઉપર ગયો ત્યાં એક બ્રાહ્મણને રહેલા પૈસામાંથી અગાઉ જેટલા આપ્યા, પછી માંહે નાહ્યો એટલે તે બમણા થયા તેમાંથી ચડતી વખત પાળ ઉપરના બીજા બ્રાહ્મણને સરખા પૈસા આપ્યા. પછી ત્રીજા મ્હો ઉપર ઉપર ગયો ત્યાં પેહેલા બ્રાહ્મણને અગાઉ જેટલા પૈસા આપ્યા ને પછી નાહ્યો એટલે રહેલા પૈસા ત્રમણા થયા તેમાંથી ચડતી વખતના બીજા બ્રાહ્મણને પણ સરખા પૈસા આપ્યા. પછી જે પૈસા રહ્યા તે લેઇ ચોથા મ્હો ઉપર ગયો, ત્યાં પેહેલા બ્રાહ્મણને બધાના જેટલા પૈસા આપ્યા, પછી માંહે નાહ્યો તે રહેલા પૈસા ચોગણા થયા તેમાંથી અગાઉ જેટલા તે પાળ ઉપરના બીજા એટલે આઠમા બ્રાહ્મણને આપ્યા તો પછી પાસે કાંઇએ રહ્યું નહીં, એટલે તે ચાલતો થયો.

ત્યારે બોલો એ ઘેરથી પ્રથમ કેટલા પૈસા લાવ્યો હતો, અને દરેક બ્રાહ્મણને આપ્યા તે કેટલા?

### દોહરો.

કવીજન કહે એ પ્રશ્નનો, ઉત્તર આપો સાર, કહો પૈસા એ કેટલા, લાવ્યો તો નિરધાર; તર્ક કરીને ઓચરે, ગુણો ગુણોત્તર રીત, હિસાબ તો એ સેલ છે, તમથી થાશે સિદ્ધ; મૂળ પૈસા એ શોધવા કૌતક સરખી વાત, દશકની માંય ધારજો, આવી જાશે હાથ.

ઉત્તરઃ—૮॥। પૈસા લાવેલો, ને બબે પૈસા આપ્યા.

૧. અમે બાવન ભાઇયો છિયે. અમારી પ્રીતિ એક બીજા ઉપર એટલી બધી છે કે અમારામાંથી કોઈ અકસ્માતથી છુટા પડે તો અમે બધાં કામ કરવાને ના પાડિયે છિયે. તોપણ એક અમારો ભાઇ છે તે અમને એટલો બધો પ્યારો નથી, અને ઘણી વખત અમે તેના વગર કામ ચલાવિયે છિયે, અમે બધા ભાઇયો છિયે. તોપણ કોઇ અમને ભાઈ સમજે નહિ, કારણ કે અમે બધા તરેહ-

વાર આકારના અને તરેહવાર રંગના છિયે. પણ અજાયબી એ છે કે આવા એકમેકથી જૂદા છતાં અમે સાથેના સાથેજ રહિયે છિયે, અને અમારા વડે તમારી મોજ અમારા એવા એકસંપમાંજ છે. તમારી ચાકરી અમે બજાવિયે છિયે, તોપણ જાણે અમે ખાવાની ચીજ હોઇયે તેમ અમને માણસ જાત પ્રથમ ખૂબ ઝપાટા મારીને પછી કાપે છે. પણ ખુશાલી એટલીજ છે કે કાપવા છતાં પણ અમે આખા રહિયે છિયે. વાંચનાર, તું ગમે તો નાપાડ પણ હું ખચીત વિચારૂં છું કે તેં પણ અમને એવી રીતે ઘણીવાર કાપ્યા છે. ત્યારે હું કોણ તે તમે કહો?

ઉત્તરઃ—બાવન પત્તાંનો ગંજીપો.



૨. ત્રણ પુરૂષો પોતાની બૈરિયો સાથે એક નદીના કિનારા ઉપર આવ્યા, અને તે સઘળાઓનો ઈરાદો બીજે પાર જવાનો છે. કિનારા ઉપર માત્ર એક નાની હોડી હતી જેમાં બે કરતાં વધારે માણસ બેશી શકે તેમ હતું નહીં. ત્રણે મરદો ઘણા અદેખા છે. માટે કોઇની પણ બૈરી બીજા મરદ સાથે આ પાર અથવા પેલે પાર રહે નહીં તેમ કરવું—પરંતુ જો તેનો મરદ પણ ત્યાં હોય તો બીજા મરદની કાંઈ ફિકર નહીં. હવે કેયી રીતે પેલી હોડીમાં બબે જણાં બેશી જાય તે કહો? હોડી હાંકનાર કોઇ નથી માટે તેઓમાંથી કોઈને હોડી લાવવી તથા લઇ જવી પડશે.

ઉત્તરઃ—अ, ब, क, એ ત્રણ જણ પોતપોતાની બૈરિયોને લેઇને આ પાર ઉભા છે. તેમાંથી अ ની બૈરી તથા बની બૈરી બે જણાં હોડીમાં બેસીને પેલે પાર ગયાં, એટલે अ ની બૈરી તેમાંથી ત્યાં ઉતરી પડી ને ब ની બૈરી હોડી હાંકીને પાછી આ પાર આવીને क ની બૈરીને તેડી ગઇ. એટલે સામે પાર ત્રણ બૈરી અને હોડી થઇ અને આ પાર ત્રણ મરદો રહ્યા. પછી સામે પારથી क ની બૈરી હોડી હાંકીને આ પાર આવી એટલે अ, ब, બંન્ને જણ હોડીમાં બેસીને પેલે પાર પોતાની બૈરિયો છે ત્યાં ગયા, એટલે अ,

अ, नुं જોડું પેલે પાર થયું ને હોડી પણ તેમની પાસે રહી. પછી ब नुं જોડું હોડી હંકીને આ પાર પાછું આવ્યું, એટલે આ પાર ब, क, નું જોડું થયું. તેમાંથી ब, क, છડે છડા હોડીમાં બેસીને પેલે પાર ગયા કે જ્યાં अ નું જોડું હતું. હવે अ ની બૈરી હો-ડીમાં બેસીને પાછી આ પાર આવી ब ની બૈરીને તેડી ગઈ અને બન્ને ઉતરી પડ્યાં. પછી क હોડીમાં બેસીને આવીને આ કાંઠેથી પોતાની બૈરીને તેડી ગયો.

